# પ્રસ્તાવના

જે જે દેશમાં આપણે વિચરીએ અને જો તે તે દેશની ભાષા આપણને ન આવડતી હોય તો ત્યાંના માણસોની સાથે વિચારોની આપલે કરતાં પારાવાર મુશ્કેલી પછી દુઃખ થાય છે.

આપણે જે દેશમાં વસવાટ કરીને રહીએ ત્યાં તો આપણને તે દેશની ભાષાનું જ્ઞાન હોવું જ જોઈએ કે જેથી કરીને આપણે આપણા જીવનના દરેક ક્ષેત્રમાં હોશિયારીથી ભાગ ભજવી શકીએ.

ગુજરાતી ભાષા જાણનારાઓનો આફ્રિકામાં સૈકાઓથી વસવાટ હોવા છતાં ગુજરાતી ભાષામાં સ્વાહીલી ભાષા શીખવાને એકપણ પધ્ધતિસરની ચોપડી નહિ હોવાથી તે ખોટ પુરી પાડવા આ નાનું પુસ્તક ગુજરાતી જાણનારાઓના લાભ માટે લખેલ છે.

પાશ્ચાત્ય લોકોએ પોતાના દેશની ભાષામાં આ સ્વાહીલી ભાષાના, શીખવા અગર બીજા ઉપયોગ માટે અસંખ્ય પુસ્તકો લખ્યા છે. ગુજરાતીમાં આવા પુસ્તકો નથી તે ખરેખર શોચનીય છે.

ઘણા હિંદીઓનો અહીંયાં લાંબો વસવાટ હોવા છતાં પણ આ ભાષા પદ્ધતિસર જાણતા નથી.

ભાષા મનુષ્યના વિચારોની આપલે કરવાનું એક વિજ્ઞાન છે અને તે પૂર્ણ રીતે ન જાણવાથી નીચે પ્રમાણેનો ગોટાળો થાય છે.

એક આફ્રિકને ગુજરાતી ભાષા શીખવાને કોશિશ કરી, થોડાક શબ્દો શીખી તે પોતાનું ઘડિયાળ લેવા ઘડિયાળી પાસે ગયો અને કહ્યું કે 'મારી ઘરવાળી આપ'. ઘડિયાળી હસી પડ્યો. સારું થયું કે તેણે 'મારી' કહ્યું; જો 'તારી' કહ્યું હોત તો જોવા જેવી થાત.

એક હિંદીભાઇ પાસે બોય પૈસાની ઉઘરાણીએ ગયો, હિંદીભાઇએ જવાબ આપ્યો ' કુગ્વો અપાના, શુકવા બીબી, ' ચાવી નથી બાબી લઇ જા. બોય બિચારો જાઇ રહ્યો. કારણ કે હિંદીભાઇનો કહેવાનો અર્થ એ હતો કે (ચાવી નથી) ચાવી બીબી લઇ ગઇ છે.

આ પુસ્તકનુ નામ ' સ્વાહીલી ભાષાનો સ્વયંશિક્ષક ' રાખ્યું છે તેનુ કારણ એ છે કે જો ધ્યાનપૂર્વક અભ્યાસ કરવામાં આવે તો આ પુસ્તક પોતેજ શિક્ષકની ગરજ સારે છે.

સંપૂર્ણ નહિ છતાં પણ અતિ ઉપયોગનું આ પુસ્તક સ્વાહીલી ભાષામાં 'ખા' એટલે નિપુણ બનાવવાનો દાવો કરતું નથી પણ નવા આવનારને અગર શીખનારને આ ભાષા શીખવાને દીવાદાંડી સમાન મદદ કર્તા થઇ પડશે. નવો આવનાર અગર શીખનાર આ ચોપડીના અભ્યાસ સાથે અહીંનઃ લોકોની સાથે બોલવાનો તથા જ્યારે તેઓ બીજા સાથે બોલે ત્યારે ધ્યાનપૂર્વક સાંભળવાનો મહાવરો રાખશે તો તેને અત્યંત લાભ થશે.

પહેલો ભાગ શીખવાથી આ ભાષામાં શબ્દોના પ્રત્યયોમાં કેમ ફેરફાર થાય છે તે બરાબર ધ્યાનમાં આવશે. બાકીના ભાગો શીખવામાં પછી મુશ્કેલી નહિ નડે.

મૂળ પુસ્તકમાંથી બહુજ થોડા વાકયો અને શબ્દોની ઉત્પત્તિ વિષેનું લખાણ જે જરૂરિયાતનું જણાયું નથી તે છોડી દેવામાં આવ્યું છે.

અમુક ઠેકાણે ગૂંચવાડો દૂર કરવા 'આન્દુ' ને બદલે 'અહીંયા' શબ્દ ઉમેરી રચનાને તેવીજ સુંદર હાલતમા રાખવામાં આવી છે.

છેલ્લે મનોયત્નોની ચાવી, ઉખાણા, કહેવતો અને વધારાના શબ્દોની ટીપ આપી છે જે વાંચનારને ઉપયોગી થશે. શીખનારે પહેલેથી મનોયત્નોની ચાવી જોવી નહિ અને વાકયોનો ગમે તેમ તરજુમો કરી ' બરાબર છે ' એમ કહી સંતોષ માનવો નહિ.

આ પુસ્તક બીશપ સ્ટીઅરથી લખાયેલ 'શાહીલી મનોયતનો' નો અનુવાદ છે. આ પુસ્તક રેવ. ફાધર હેલીઅર સાહેબે સુધારો વધારો કરીને બહાર પાડેલ છે અને તેની મંજૂરીથી આ પ્રયાસ કર્યો છે. તેને માટે તેનો અને રેવ. ફાધર વેગર કે જેણે મને આ પુસ્તકનો અનુવાદ કરવાને તથા એસ. પી. સી. કે. પાસેથી પ્રકાશનની મંજૂરી માટે જે મદદ કરી છે તેને માટે તેનો હૃદય પૂર્વક આભાર માનું છું.

મી. સી. વી. મલકાન-માસ્તરે પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપી આ પુસ્તક, જોડણી કોશ સાથે મેળવી જે ઉપયોગી સૂચના આપી છે તેને માટે તેનો આભાર માનું છું.

મારા સ્નેહી ભાઇશ્રી છગનભાઈએ આ પુસ્તક બહાર પાડવા જે હિંમત આપી છે તેને માટે જેટલા આભારના શબ્દો વાપરું તેટલા ઓછા જ થશે.

આ પુસ્તક ધાર્યા કરતાં છપાઈને ઘણું મોડું બહાર પડે છે. વહેલું અને સારું છાપ કામ થાય તે માટે દેશમાં (ઈંડિયા) મોકલાવેલ અને ત્યાંથી સને ૧૯૪૬ ની આખર પહેલાં મળી જાય તેવી ધારણા હતી, પરંતુ ચાલુ ટાઇપ કરતાં મોટા ટાઈપમાં કામ કરાવવાનું નક્કી કરવાથી તથા પ્રુફ જોઈ સુધારી આપવા માટેની સંતોષકારક ગોઠવણ નહિ થવાથી તથા બીજા અણધાર્યા કારણોને લઈને આ પુસ્તક ગુજરાતી જાણનાર હિંદી ભાઈઓના હાથમાં વહેલું મૂકવાની મારી જે ધારણા હતી તે સફળ થઈ નથી.

છેવટમાં કોઇપણ ગુજરાતી જાણનાર હિંદી આ પુસ્તકનો અભ્યાસ કરી તેના જીવનના કોઇપણ ક્ષેત્રમાં કાંઇપણ લાભ અનુભવશે તો મારી આ મહેનત સફળ થએલી ગણાશે.

જંગબાર
તા. ૧૬-૫-૪૬

જે. પી. ખેતાણી

ૐ

# અર્પણ

પરમ કૃપાળુ પરમેશ્વરના ચરણોમાં નિષ્કામ ભાવે અર્પી, સરસ્વતી દેવીની આરાધના કરી, મહાન ઋષિ મુનિઓ અને સતીઓએ જેણે જગતભરના સ્ત્રીપુરુષોના સુબોધ અને લાભાર્થે અનેક દુઃખો વેઠ્યા છે તેના ચરણોમાં પુત્ર ભાવે વંદન કરી, તેના આશીર્વાદ ઈચ્છી, જંગબારના એક અગ્રગણ્ય વેપારી રા. રા. શેઠ છગનલાલ મુળજી વાલજી સુચકને મારૂં મિત્ર ઋણ અદા કરવાની અભિલાષાથી આ અર્પણ કરેલી પ્રસાદી તેની ઇચ્છા મુંજબ ગીર્વાણ ગુર્જર ગિરાના જ્ઞાતાઓના ઉપભોગ માટે, જાહેરમા મૂકતાં હું એક અનેરો આત્મસંતોષ અનુભવું છું.

જે. પી. ખેતાણી

# અનુક્રમણિકા

## ભાગ બીજો

### ન વર્ગ



### મા વર્ગ



## ભાગ ત્રીજો

### પા, કુ અને ઉ વર્ગો

# શુદ્ધિપત્રક

| પાનું. | લીટી. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧૧ | 'આ' | 'આ્' |
| ૨ | ૨૧ | જેમા, | જેમા, |
| ૪ | ૨૧ | આમામીની | આમાનીની |
| ૪ | ૨૪ | હુંએ | એલ્પુ |
| ૫ | ૬ | ચાલાથીની | ચાલાથીની |
| ૭ | ૧૪/૧૫ | સાંજનો ગોઠ. | સાંજના સાત. |
| ૧૪ | ૪ | ઉ, ઉવુ | ઉ ઉવુ |
| ૨૪ | ૧૩ | જલ્લાદ, | જલ્લદ, |
| ૨૯ | ૭ | કામાલી, | કામીલી, |
| ૩૦ | ૧૦ | મોટો | મોટા |
| ૬૧ | ૨૨ | તેઓનો | તેઓને |
| ૮૬ | ૮ | ઉટાકાઓસીમામા, | ઉટાકાઓઆન્ગુકા, |
| ૮૬ | ૯ | ઇટાકાયોસીમામા, | ઇટાકાયોઆન્ગુકા, |
| ૯૨ | ૯ | ટુનાકોકુનેન્ડે, | ટુનાકોકુવેન્ડા, |
| ૯૨ | ૮ | ઉમીમોકીવેકા, | ઉલીમોકીવેકા, |
| ૯૭ | ૫ | આનાટાકા– | આનાકા– |
| ૧૨૫ | ૧૩ | વીઓકે ,, | વીઓકો વાઝુરી, |
| ૧૨૭ | ૨૧ | બાટા, બતઃ, બાટા. | બાટા, બતક, માબાટા. |

| | | | |
|---|---|---|---|
| ૧૩૭ | ૧૭ | ભાર્વ | ભાવાર્થ |
| ૧૪૦ | ૯ | જા તમે તેને | જે તમે તેને |
| ૧૪૧ | ૧૨ | તે એને | તેઓએ |
| ૧૪૨ | ૨૩ | જીન્સી નીસીગ્યોટાકા, | જીન્સી નીસીગ્યોટાકા, |
| ૧૪૨ | ૧૯ | વાસીમાઇન્ગીઆ, | વાસીમોઇન્ગીઆ, |
| ૧૪૩ | ૨૨ | ફાન્યા હીવી, સીન્ગે- | સીન્ગેફાન્યા હીવી, |
| ૧૪૫ | ૭ | મા-પેઝી. | માપેન્ઝી. |
| ૧૫૦ | ૨૨ | ( પાનું, ૬૪ ) | ( પાનું, ૬૬ ) |
| ૧૫૮ | ૧૬ | 'ઓઆ' | 'આ' |
| પાનું. | લીટી. | અશુદ્ધ | શુદ્ધ |
| ૧૬૨ | છેલ્લી | રફુશા, ચમકતુ | રફુશા, ચપકતું. |
| ૧૬૫ | ૧૧ | કીમેવુન્જાત્રા | કીમેવુન્જ્વા |
| ૧૬૬ | ૨ | 'કુનેલેટીઆ' | 'કુનીલેટેઆ' |
| ૧૭૨ | ૬ | (ઉઝુઇઆ). | (ઝુઇઆ). |
| ૧૭૨ | ૮ | આગુઆ. | ચાગુઆ. |
| ૧૭૨ | ૧૬ | હાડીથી | હાડીંથી |
| ૧૭૪ | ૧૭ | આપણા, જ; | એ પણ; જ; |
| ૧૮૩ | ૧૪ | બાડાયે, | બા-ડાયે, |
| ૧૯૩ | ૧૩ | કુન્ગુઓ. | કુન્ગુઓ. |
| ૨૦૮ | ૧ | હાજર છે (નહિ હતો) | હાજર છે નહિ (હતો |
| ૨૧૨ | ૧૫ | પછી | ઉમેરો |

વ્યાકરણની આ બાબત ઉપર પાશ્ચાત્યો અને આફ્રિકનો વચ્ચે સીમા વિનાની ગેરસમજુતી છે, અને પાશ્ચાત્યો હજુ કહે છે કે બધા આફ્રિકનો જૂઠા છે; કારણ કે જો કે તેઓએ તદ્દન સત્ય કહ્યું હોય છે (નિખાલસપણે સત્ય કબુલ કર્યું હોય છે) છતાં તેઓ શું કહે છે તે તે પાશ્ચાત્ય ઘણી વાર સમજતો નથી.

# ઉચ્ચાર

સ્વાહીલી ભાષા સહેલી ભાષા છે કારણકે તેમાં નવા મૂળાક્ષરો શીખવાના નથી તેમજ નિયમો (ધારા ધોરણ) ઘણે દરજ્જે સાદા છે અને અપવાદ ભાગ્યેજ હોય છે.

આ ભાષામાં ફક્ત પાંચ જ સ્વર છેઃ– આ, ઈ, ઉ, એ, અને ઓ.

સ્વાહીલીમાં સ્વર 'આ' બહુંજ ટૂંકો છે અને ઉચ્ચાર કરતી વખતે માણસ જાણે 'અ' બોલતો હોય તેમ લાગે છે; પરંતુ ખરી રીતે તે 'અ' પણ નથી અને લાંબો 'આ' પણ નથી પણ તે બેની વચ્ચેનો જે ઉચ્ચાર થાય તે 'આ' છે, તે ખાસ ધ્યાનમાં રાખવું.

જયાં જયાં સ્વર લંબાવવાનો છે ત્યાં ત્યાં અક્ષર પછી આવી–નિશાની મૂકવામાં આવી છે, તો ત્યાં ત્યાં સ્વરનો ઉચ્ચાર જરૂર લંબાવવો નહિતર શબ્દનો અર્થ સમજાશે નહિ *

---

* મૂળ પુસ્તકમાં અંગ્રેજી જાણનારાઓ માટે અંગ્રેજીમાં ઉચ્ચાર કેમ કરવો તે ખુલાસો છે જે આપણને જરૂરનો નહિ હોવાથી તેનો અનુવાદ કરવામાં આવેલ નથી.

# કુશળતા પુછવાની રીત

જ્યારે માણસો એક બેકને મળે ત્યારે સાર્વજનિક શબ્દ 'જામ્બો' વપરાય છે જેનો જવાબ પણ 'જામ્બો' છે. તેનો અર્થ તમે કેમ છો ? તમારી તબીયત કેમ છે ? વગેરે.

ઘણીવાર આખો શબ્દ 'હુજામ્બો' પણ વપરાય છે. તેનો જવાબ 'સીજામ્બો' હું મજામાં છું

જ્યારે બાલક અગર આશ્રિત, મુરબ્બી અગર શેઠને મળે ત્યારે 'શીકામો-' કહે છે જેનો અર્થ હું તમારો નમ્ર સેવક છું. આનો ઉત્તર મુરબ્બી અગર શેઠ 'મારાહાબા, સલામ' કહીને આપે છે. જેનો અર્થ 'તમારો ઉપકાર, સલામ' થાય છે. અને અરબી શબ્દો–'સુબાલ ખ્હેરી, મ્સાલ ખ્હેરી' પણ ઘણીવાર વપરાય છે જેનો જવાબ 'મારાહાબા, સલામ' કહીને અપાય છે. બીજા પ્રચલિત સામાન્ય શબ્દો નીચે પ્રમાણે છેઃ–

| | |
|---|---|
| ઉ હાલી ગાની ? | તમે કેમ છો? |
| ન્જેમા. | ઠીક છે. (જવાબ) |
| ઉ મ્ઝીમા ? | તમે ઠીક છો ? |
| ની મ્ઝીમા. | હું ઠીક છું (જવાબ) |
| હાબારી ગાની ? | શું ખબર છે ? |
| જેમા | સારા (ખબર) (જવાબછે) |
| હાબારી ઝા સીકુ ન્યીન્ગી ? | ઘણા દિવસના શું ખબર છે ? |

| | |
|---|---|
| -જેમા | સારા. (જવાબ) |
| કવા હેરી | જે ગોપાળ, સાહેબજી વગેરે અર્થ થાય છે. છુ'ગા પડે ત્યારે વપરાય છે. |
| કવા હેરી યા કુઓનાના. | ફરી મળીએ ત્યાં સુધીના રામરામ-સાહેબજી |
| હોડી. | હું અંદર આવું ? અંદર જવું હોય ત્યારે રજા મેળવવા આ શબ્દ બોલાય છે |
| કારીબુ | પધારો (હોડીનો જવાબ છે) |
| સ્ટારેહે | ઉભા મા થાવ. તકલીફ ન લ્યો. સામા માણસને જોઈ બેઠેલો માણસ તેના માનમાં ઉભો થાવા જાય છે ત્યારે આવનાર માણસ 'સ્ટારહે' કહે છે |
| -ગોજા કવાંઝા | જરા થોભો. થોડીવાર થોભ |

(નાના છોકરાઓ 'ચેચેઇ' શબ્દ વાપરે છે જેનો અર્થ 'શીકામો–' જેવો થાય છે. અનુવાદક)

'હાબારી' શબ્દ ઉપર અવલંબેલા કુશળતા પૂછવાના ઘણા વાકયોના અર્થ શબ્દોના અર્થથી તરત સમજાય છે:- જેમકે:-હાબારી ઝા વાટોટો ? બાબ ઓપાબ કેમ છે ?

હાણારી આ ઉસીકુ ? ઉંઘ કેમ આવી ? પણ જવાબ હંમેશા ન્જેમા એટલે સારૂં અગર ઠીક કહીનેજ અપાય છે. જો સમાચાર ખરેખર સારા ન હોય તોપણ ન્જેમા, લાકીની ..એટલે ઠીક, પણ...અને પછી જે ખરેખરા સમાચાર કહેવાના હોય તે કહેવાય. જેમકેઃ=

| | |
|---|---|
| ન્જેમા, લાકીની સીકુથાટા ઉસીન્ગીઝી. | ઠીક, પરંતુ ઉંઘ બરાબર આવી નથી. |

જવાબમાં 'ન્જેમા' નહિ કહેવામાં આવે તો તે ખરાબ શુકન તરીકે લેખવામાં આવે છે

અરબી શબ્દોમા આવતો 'ખ,' 'ખ્હ' બોલાય છે. 'હ'નો ઉચ્ચાર ગળામાંથી થાય છે; ગળું સાફ કરીએ અને જે ઉચ્ચાર થાય તેવી રીતનો ઉચ્ચાર થાય છે. જેમકે સુબાલ ખ્હેરી.

## સંખ્યા

| | |
|---|---|
| ૧ મોજા | ૨૦ ઇશીરીની |
| ૨ મ્બીલી | ૩૦ થાલાથીની |
| ૩ ટાટુ | ૪૦ આરૂબાઇની |
| ૪ ન્ને | ૫૦ હામ્સીની |
| ૫ ટાનો | ૬૦ સીટીની |
| ૬ સીટા | ૭૦ સાબીની' |
| ૭ સાબા | ૮૦ થામાનીની |
| ૮ નાને | ૯૦ ટીસીની |
| ૯ ટીસા | ૧૦૦ મીઆ |
| ૧૦ કુમી | ૧૦૦૦ કુલ્મો |

શાંબામાં અને જૂના માણુસો 'ટીસા'ને બદલે 'કેન્ડા' પણ કહે છે.

૧૧ એટલે કુમી ના મોજા. ૧૨ એટલે કુમી ના મ્બીલી વગેરે વગેરે. ૩૮ એટલે થાલાથીની ના નાને. ૧૫૯ એટલે મીઆ હામ્સીની ના ટીસા. ૪૩૧૭ એટલે ન્ને એલ્ફુ, મીઆ ટાટુ કુમી ના સાબા.

## અઠવાડિયાના દિવસો

| | |
|---|---|
| જુમાપીલી | રવિવાર |
| જુમા ટાટુ | સોમવાર |
| જુમાન્ને | મંગળવાર |
| જુમાટાનો | બુધવાર |
| આલ્હમીસી | ગુરૂવાર |
| ઇજુમા– | શુક્રવાર |
| જુમામોસી | શનિવાર |
| જુઝી | ગયો પરમ દિવસ |
| જાના | ગઇ કાલ |
| લેઓ | આજ |
| કેશો | આવતી કાલ |
| કેશો કુટવા | આવતો પરમ દિવસ. |

જુમા શબ્દનો અર્થ અઠવાડિયું થાય છે. મોસી શબ્દ 'એક' સંખ્યા બતાવવાનો જૂનો શબ્દ છે.

## દિવસના કલાક

જેને સ્વાહીલી લોકો જુમાન્ને કહે છે તે સોમવાર સાંજના ૬ વાગ્યાથી શરૂ થાય છે, અને તેનો અર્થ

આપણા મંગળવાર જેવો ગણાય છે. ઉસીકુ (રાત્રી) આખી પહેલા આવે છે અને ત્યારપછી આખો મ્ચાના (દિવસ) આવે છે; અને ત્યારપછી જેને સ્વાહીલી લોકો જુમાટાનો કહે છે તે શરૂ થાય છે, વગેરે. સ્વાહીલી લોકો સીકુ મોજા (એક આખો દિવસ)ના ચોવીસ કલાક ગણે છે–આપણી જેમ, પણ તેની ગણત્રી કરવાની રીત અને આપણી ગણત્રી કરવાની રીત વચ્ચે ફેર છે. સ્વાહીલી લોકો સુર્યાસ્તથી એક ગણે છે, અને સૂર્યોદય થતાં સુધી બાર ગણે છે. અને સુર્યોદયથી એક ગણે છે, અને સુર્યાસ્ત થતાં સુધી બાર ગણે છે. આમ તેઓની અને આપણી ગણત્રીમાં છ કલાકનો ફેર રહે છે. જેથી શરૂઆતમાં જરા ગુંચવાડા જેવું લાગે છે.

| | |
|---|---|
| સા–સીટા (યા ઉસીકુ) | ૧૨ મધ્યરાત્રિ |
| સા–સીટા (યા મ્ચાના) | ૧૨ મધ્યાહ્ન |
| સા–ટીસા (અગર કેન્ડા) | ૩ બપોરના |
| સા–સાબા | ૧ રાતના |
| સા–ટાનો | ૧૧ સ્હવારના |
| સા–કુમી ના મ્બીલી | ૬ સાંજના |
| સા–મોજા | ૭ સવારના |
| સા–કુમી કાસા રોબો | પોણાચાર |
| સા–મ્બીલી ઉ રોબો | સવા આઠ |
| સા–નાને ઉ નુસુ | અઢી |
| ડાકીકા ઇશીરીની | વીસ મીનીટ |
| આલ્ફાજીરી | ઉષા; વ્હેલી સવાર |

| | |
|---|---|
| આસુબુહી | સવાર; પ્રાતઃકાળ |
| આધુહુરી | મધ્યાહ્ન |
| આલાસીરી | બપોર |
| જીઓની | સાંજ |
| ઉસીકુ વા માનાને | મધ્યરાત્રિ. |

ઇઠાશારા અને થીનાશારા (ઇથીનાશારા) ઘણીવાર ૧૧ અને ૧૨ માટે વપરાય છે. (૧૩ ને થીલીટાશારા કહેવાય છે) આ બધા અરબી શબ્દો છે. નવને મટેનો શબ્દ 'ટીસા' પણ અરબી શબ્દ છે.

| | |
|---|---|
| સા-ઇઠાશારા | ૫ બપોરના |
| સા-થીનાશારા | ૬ સાંજના |
| સા-ટીસા | ૩ બપોરના |

બપોરના એક વાગ્યો હોય ત્યારે પણ સા-સાબા એમ કહેવાય છે તેવીજ રીતે સા-મોજા એટલે સાંજનો એક. વગેરે. સા-એટલે કલાક.

## વર્ષની ઋતુઓ

સ્વાહીલી ભાષામાં વર્ષને મ્વાકા (બ. વ. મીઆકા) કહે છે. ગયું વર્ષ એટલે મ્વાકા જાના, આવતું વર્ષ એટલે મ્વાકા ઉજાઓ. થોડા વખત પહેલાં એટલે ઝામાની. ઝામાની શબ્દ બૃહદ્ વ્યાખ્યામાં-(અર્થમાં) વપરાય છે, જેરકે થોડા મહિના, થોડા દિવસ, થોડા અઠવાડીયા, અગર થોડા કલાક કે તેવું કાંઇ કહેવું હોય તો 'ઝામાની' શબ્દથી કહેવાય છે.

મુસલમાની વર્ષના મહિના બાર છે. મહિનો એટલે મ્વેઝી (બ વ. મીએઝી) સ્વાહીલી લોકો રમધાની મહીનાનું જ નામ જાણે છે તેને ઉપવાસ કરવાનો મહિનો એટલે 'મ્વેઝી વા કુપુન્ગા' કહે છે અને બીજા મહિનાઓ–આ મહિનાને પહેલો મહીનો એટલે 'મ્પુન્ગુઓ મેસી' કહીને ગણે છે જેમકે 'મ્પુન્ગુઓ મ્બીલી', મ્પુન્ગુઓ ટાટુ, વગેરે.

મુસલમાની વર્ષ ચંદ્રની ગતિ ઉપર આધાર રાખે છે જેથી 'રમધાની' મહીનો દર વર્ષે ૧૧ થી ૧૨ દિવસ જેટલો વહેલો શરૂ થાય છે અને આ પ્રમાણે થતાં તે ધીમે ધીમે દરેક રૂતુઓમાં શરૂ થાય છે.

## 'મીએઝી યા મ્વાકા'–વર્ષના મહિનાઓ

| | |
|---|---|
| મુહાર્રમ | રજબ |
| સફર | શાબાન |
| રબીલ અવ્વલ | રમધાન |
| રબીલ આખ્ખીર (થાની) | શવ્વલ |
| જમાડીલ અવ્વલ | ધુલ્કા આડા |
| જમાડીલ આખ્ખીર (થાની) | ધુલ્હીજા. |

અંગ્રેજી વર્ષ અને મહિનાના નામો પણ થોડાઘણાં જાણીતા છે.

સ્વાહીલી ભાષાની બોલી પ્રમાણે અંગ્રેજી મહીનાના નામો નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| જાન્યુઆરી | જુલાઇ |
| ફેબ્રુઆરી | આગોસ્ટી |
| માચી | સેપ્ટેમ્બા |
| એપ્રીલી | ઓકટોબા |
| મેઇ | નોવેમ્બા |
| જુની | ડીસેમ્બા |

ઋતુઓની ગણના (આબોહવાન) ઉત્તર-પૂર્વ અને દક્ષિણ-પૂર્વના પવન ઉપરથી ગણવામાં આવે છે.

કોસા કાઝી ઉત્તર-પૂર્વનો પવન ગરમ ઋતુ. (ડીસેમ્બરથી, માર્ચ સુધી)

માસીકા વર્ષા ઋતુ (એપ્રીલ)

કુસી દક્ષિણ-પૂર્વનો પવન. ઠંડી ઋતુ. (મેથી ઓકટોબર સુધી.)

વુલી થોડા પ્રમાણમાં વર્ષા ઋતુ (નવેમ્બર)

એપ્રીલ માસમાં (જંગબાર) ટાંગામાં ખૂબ વર્ષાદ પડે છે પણ દરેક જગાએ તે પ્રમાણે પડતો નથી. એટલે બીજા સ્થળો માટે ઋતુઓ સાથે અંગ્રેજી માસના નામ આપવામાં આવ્યા છે તે એકદમ બંધ બેસતા થશે નહિ.

હિંદી મહાસાગરની વર્ષાઋતુઓ પણ કિનારાના પ્રદેશો ઉપર અસર કરે છે. હિંદી મહાસાગરની ઉત્તર પૂર્વન. વર્ષાઋતુવાળો પવન જાન્યુઆરી માસથી ઉત્તર પૂર્વના પવન સાથે સાનુકુળ થાય છે અને આ વખતે પવન અનુકુળ હોઇ દૂર દેશાવરોથી વહાણોની અહીં અવર જવર શરૂ

થાય છે અને વેપાર વધારે છે આ વખતે અહીંયાં (આફ્રીકા) આવવા પવન સુકકો, ગરમ અને અનુકુળ હોય છે.

હિંદી મહાસાગરનો દક્ષિણ પશ્ચિમનો પવન દક્ષિણ-પૂર્વના પવનને દક્ષિણ તરફ વાળે છે અગર તો દક્ષિણ-પશ્ચિમ તરફનો કરે છે જેથી દક્ષિણ તરફ અગર તો દક્ષિણ-પશ્ચિમ તરફ વહાણ જવાને અનુકુળતાવાળો થાય છે જેથી તે તરફ એટલે પાછા ફરવાને માટે વહાણને અનુકુળ થાય છે. આ ઓગસ્ટ-સપ્ટેમ્બર માસમાં બને છે તેથી તે વખતે વહાણો અહીંથી માલ લઇ જઇ દૂર દેશાવર તરફ જાય છે.

## ચલણ

જંગબારે ૧ લી જાન્યુઆરી ૧૯૩૬ થી શીલીંગનું ચલણ ચાલુ કર્યું છે, હવે આખા પૂર્વ આફ્રિકામાં શીલીંગનું ચલણ છે. ૨૦ શીલીંગનો એક પાઉન્ડ થાય છે. એક શીલીંગના સો સેન્ટ.

સેન્ટી મીઆ=શીલીંગી મોજા.

અર્ધો શીલીંગ (નુસુ શીલીંગી) અને એક શીલીંગ (શીલીંગી મોજા) રૂપા નાણું છે. એક સેન્ટ (સેન્ટી), પાંચ સેન્ટ (કી ટાનો), દશ સેન્ટ (કી કુમી), સીકકા, ત્રાંબાના છે.

ઇસ્ટ આફ્રિકા કરન્સી બોર્ડ શીલીંગ ૫, ૧૦, ૨૦, ૨૫, ૧૦૦, વગેરેની નોટો કાઢે છે.

આ પધ્ધતિ જો કે સાદી છે તો પણ હજી કોઇવાર વ્યવહારમાં ડોલર અથવા રૂપીયામાં અને હેલરમાં

હિસાબ ગણાય છે જે ચલણ શને ૧૯૩૬ પહેલાં જંગબારમાં ચાલુ હતું.

૧ હેલા = ૨ સેંટી
૧ પૈસો = ૩ સેંટી.

અધીં શીલીંગને હજી તેઓ શુમુની કહે છે. જેનો અર્થ આઠમો ભાગ થાય છે એટલે કે ડાલરનો આઠમો ભાગ; અને જ્યારે તેઓ રોબો કહે છે જેનો અર્થ (ડાલરનો) ચોથો ભાગ, ત્યારે તેણે શીલીંગી મોજા એમ કહેવું જોઈએ. રોબો વા શુમુની અગર રોબો શુમુની એમ હજી પણ કહેવાય છે અને તેનો અર્થ દોઢ શીલીંગ થાય છે (શી. ૧.૫૦.)

જંગબારમાં અગાઉ અર્ધા રૂપીયાને (૩૨ પૈસાને) રોબો -કહેવામાં આવતું અને ચાર આનાને શુમુની કહેવા ં આવતું.

## તોલ અને માપ

તોલ

૧૬ વાકીઆ = ૧ રાટલી
૩૫ રાટલી = ૧ ફ્રાસીલા
૧૦ ફ્રાસીલા = ૧ જીઝલા
૬૪ ફ્રાસીલા = ૧ ટન.

ગણત્રી કરવા માટે ૬૪ ફ્રાસીલાનો એક ટન થાય છે તે સરળતાવાળું છે અને તે હિસાબે એક ફ્રાસીલા ૩૫ રતલ થાય છે અને નહિ કે ૩૬ રતલ.

૧ ફ્રાસીલા = ૧૬ કીલો (મેટ્રીક સીસ્ટમ) અને ૧ રાટલી તે ઇંગ્લીશ પાઉન્ડની બરાબર છે.

માપ

૪ વીબાબા = ૧ પીશી.

કીબાબા આશરે એક પાઇન્ટ છે અને પીશીમાં ૬ રતલ દાણા સમાય છે.

લંબાઇ.

| | | |
|---|---|---|
| ૨ શુબીરી [વેંત] | = | ૧ ધીરા–[હાથ] |
| ૨ ધીરા– | = | ૧ વારી |
| ૨ વારી | = | ૧ પીમા |
| ૨ પીમા | = | ૧ ટોટી. |

કપડાના આખા તાકાને 'જોરા' કહેવાય છે અને ગાંસડીને 'શેબોટા' કહેવાય છે કોઇ ચીજનાં ૨૦ નંગને 'કોરીજા' કહેવાય છે.

## વ્યાકરણ

બીજી દરેક ભાષાની જેમ સ્વાહીલી ભાષાને પણ તેનું વ્યાકરણ છે એટલે કે, નામ, ક્રિયાપદ, વિશેષણ માટેના તેમજ વિચારો વ્યકત કરવા માટે શબ્દોની યોગ્ય ગોઠવણ કરી વાકયોની રચના માટેના નિયમો છે.

નિયમો તદ્દન સહેલા છે અને તેમાં અપવાદ અનિયમીતતા કે તેના જેવું મુશ્કેલીવાળું અન્ય કાંઇ નથી

બીજી જે જે ભાષાઓના સંપર્કમાં તમો આવ્યા હશો તેથી ઉલટું સ્વાહીલીમાં શબ્દોના પ્રથમના ભાગનું રૂપાંતર થાય છે અને બીજી ભાષાની જેમ પાછળના ભાગનું

રૂપાંતર થતું નથી. આમાં કાંઇ મુશ્કેલી જેવું નથી પણ પહેલવહેલાં જરા નવાઇ જેવું લાગે છે.

### નામ

સ્વાહીલીમાં નામનું જ્યારે બહુવચન કરવામાં આવે છે ત્યારે શબ્દનો પહેલો અક્ષર જે બદલાય છે તેને પ્રત્યય કહેવામાં આવે છે, બાકીના શબ્દને મુખ્ય ભાગ કહેવામાં આવે છે (આપણે તેને થડ કહીશું) અને મુખ્ય તત્વ જે 'ઘણા મુખ્ય ભાગો'ને જોડે છે તેને મૂળ કહેવાય છે

સ્વાહીલીમાં 'મ' અક્ષરનો ઉચ્ચાર બે હોઠ બંધ કરીને થાય છે અને તે પોતે શબ્દ છે, અને થડ જો એકાક્ષરી હોય તો બોલતી વખતે 'મ' ઉપર ઉચ્ચારનો ભાર આવે છે; તેવીજ રીતે 'ન' અક્ષર છે અને ઉપર પ્રમાણે 'ન' ઉપર ઉચ્ચારનો ભાર આવે છે.

સ્વાહીલીમાં નામને એકવચન અને બહુવચનના જે પ્રત્યયો લાગે છે તે પ્રમાણે નામના આઠ વર્ગ પાડવામાં આવેલ છે

૧ વા, વર્ગ

| | |
|---|---|
| મ ટોટો, છોકરો | વા ટોટો, છોકરાઓ |

૨ મી, વર્ગ.

| | |
|---|---|
| મ ટેગો, જાળ | મી ટેગો, જાળો |

૩ ન વર્ગ

| | |
|---|---|
| ન ગોમા, નગારૂં | ન ગોમા, નગારાં |

૪ કી, વર્ગ.

| | |
|---|---|
| કી ડુ, ચીજ | વી ડુ, ચીજો |

૫ મા, વર્ગ.

ગાગી, ગાડુ મા ગારી, ગાડાઓ

૬ ઉ વર્ગ

ઉ, ડેવુ વાળ (દાઢીનો) - ડેવુ, દાઢી

૭ પા, વર્ગ

માહાલી, જગ્યા અગર જગ્યાઓ

૮ કુ, વર્ગ.

કુ ફા, મૃત્યુ અગર મરતું

નામના આ આઠ વર્ગ, તેના એકવચન અને બહુવચનના પ્રત્યયો કે જે સ્વાહીલી ભાષા શીખવાની ચાવી છે તે સાથે, બરાબર ધ્યાનમાં આવે એટલે આ ભાષા શીખવામા મહેનત પડતી નથી. શરૂઆતના પહેલા પાચ વર્ગ ખાસ ઉપયોગના છે

## નામના વર્ગો

આ પ્રત્યયો અને નામના વર્ગોની ટૂંકી નોધ અહીંયા આપવી જરૂરી છે.

૧. વા, વર્ગ. એકવચનનો 'મ' પ્રત્યય ખરી રીતે 'મુ' છે જંગબાર સિવાયના આફ્રિકનો જ્યારે સ્વાહીલી બોલવાની કોશિષ કરે છે ત્યારે 'મુ' કહે છે. જેમકે સ્વાહીલી લોકો મ્ટુ બોલે છે, જ્યારે બીજા આફ્રિકનો મુટુ બોલે છે સ્વર અનાડી આ 'મ' કે જે ખરી રીતે 'મુ' છે તેનો 'મ્વ' થાય છે, મ્વાશી એટલે કડીયો, મ્વીવી એટલે ચોર આ વર્ગમા બધા નામો ચેતન પ્રાણીઓ સૂચવે છે.

૨. ગી, વર્ગ. અહીં પણ 'મ' પ્રત્યય વિષે ઉપરનો નિયમ લાગુ પડે છે. ઝાડપાનનાં ઘણા નામો આ વર્ગમાં છે. પેરમેશ્વર અગર દેવ માટેનો શબ્દ પણ આ વર્ગમાં છે. મુન્ગુ, દેવ, (બ.વ) મીઉન્ગુ, દેવો.

૩. ન, વર્ગ. 'ન' પ્રત્યય ખરી રીતે 'ની' છે. સ્વર અગાડી 'ન' નો 'ન્ય' થાય છે. ન્યુગ્ણા, ઘર ન્યીકા, ઝાડી 'ન' જ્યારે વ્યંજનથી શરૂ થતા શબ્દો (થડ) અગાડી આવે છે ત્યારે ઉચ્ચારમાં દરેક ફેરફાર થાય છે

ડ, ગ, જ, ય, અને ઝ અગાડી 'ન' એમનો એમ રહે છે. ચ, ફ, હ, ક, મ, ન, સ, ટ, પ, અગાડી 'ન' નો તદ્દન લોપ થાય છે.

'ન્બ' નો 'મ્બ' થાય છે; 'ન્લ', 'ન્ર', નો 'ન્ડ' થાય છે, 'ન્વ' નો 'મ્વ' થાય છે; 'ન્ઉવ' નો 'મ્બ' થાય છે.

આથી મુશ્કેલી એ ઉભી થાય છે કે નવા શીખનારને ખબર નથી પડતી કે કયા નામો આ વર્ગનાં છે કારણ કે ઘણા શબ્દો 'ન' વગર શરૂ થાય છે. પણ જ્યારે શંકા જેવું લાગે ત્યારે તે શંકાવાળા શબ્દને આ વર્ગમાં ગણવો. આ સામાન્ય વર્ગ છે અને ઘણા પરદેશી શબ્દો આ વર્ગમાં દાખલ થયા છે અને થાય છે

૪. કી, વર્ગ. આ વર્ગ સહેલો છે. સ્વર અગાડી 'કી' નો 'ચ' થાય છે અને 'વી' નો વ્ય 'થાય' છે જેમકે ચાકુલા, ખોરાક. વ્યાકુલા, ખોરાકો.

આ પદાર્થ વાચક તેમજ અલ્પાર્થ દર્શક વર્ગ છે.

૫. મા. વર્ગ. આ વર્ગમાં એક વચનનો પ્રત્યય 'લી' છે. હાલમાં તેનો તદ્દન લોપ થયેલો છે જેથી કરીને આ વર્ગમાં એક વચનમાં પ્રત્યય છેજ નહિ.

અને જો કોઈ નામ એવા અક્ષરથી શરૂ થતું હોય કે જે અગાડી 'ન' પ્રત્યયનો લોપ થાય, ત્યારે તે શબ્દ 'ન' વર્ગનો છે કે આ વર્ગનો છે તે કહી શકાય નહિ, પણ તેનું બહુવચન જાણવાથી તે મુશ્કેલી દૂર થઇ જાય છે. છતાં પણ ભૂલ થાય તોયે વાંધા જેવું નથી. એકાક્ષરી થડ અગાડી એક વચનમાં 'જી' પ્રત્યય લાગે છે અને સ્વર અગાડી 'જી' નો 'જ' થાય છે.

આ પણ સામાન્ય વર્ગ છે અને ઇલ્કાબ, ખિતાબ હોદ્દા વિગેરે માટેના નામોનો આમાં સમાસ થાય છે.

૬ ઉ, વર્ગ. આ વર્ગમાં બહુવચનનો પ્રત્યય 'ન' છે અને વર્ગ ૩ જાના 'ન' પ્રત્યય જેવાં સઘળાં ફેરફારો અહીં પણ થાય છે. પણ આ વર્ગમાં ઘણાંખરાં નામો ભાવવાચક નામો હોવાથી તેને બહુવચન હોતું નથી.

થોડાંક નામોનાં બહુવચન આ વર્ગમાં 'મા' પ્રત્યયથી થાય છે.

૭. પા, વર્ગ. આ વર્ગમાં ફક્ત એકજ અરબી શબ્દ 'માહાલી' છે. જગ્યાને માટેના સ્વાહીલી શબ્દોનો હાલ તદ્દન લોપ થયેલો છે. આ 'પા' વર્ગ કહેવાય છે કારણ કે 'પા' પ્રત્યયથી જણાવાય છે અને તે આગળ ઉપર આવશે

૮. કુ, વર્ગ. ક્રિયાપદના મૂળરૂપનો નામ તરીકે
ઉપયોગ કરતાં જે શબ્દ બને તેવા શબ્દોનો (નામોનો)
ફક્ત આ વર્ગમાં સમાસ થાય છે. બહુવચન હોતું નથી.

## પ્રત્યયો

જેમ ગુજરાતીમાં 'ઘર' એમને એમ બોલાય છે
તેમ સ્વાહીલીમાં 'ન્યુમ્બા' (એટલે ઘર) એમને એમ બોલાય
પછી તે કોઇ મુકરર ઘર હોય કે અમુકરર.

અંગ્રેજીમાં એ, એન. અને ધી પ્રત્યયો અમુકરર,
મુકરર ચીજો બતાવવાને માટે વપરાય છે તેવા ખાસ
જુદા પ્રત્યયો નથી.

# ભાગ ૧

## વા, મી, ફી, વર્ગો.

નામોનું બહુવચન.

વા, વર્ગ. 'મ્' થી શરૂ થતા નામો, જો તે ચેતનવાળાં પ્રાણીઓનાં નામ હોય તો તેનું બહુવચન 'મ્' નો 'વા' કરવાથી થાય છે.

| એ. વ. | બ. વ. |
|---|---|
| મ્ટોટો, છોકરો | વાટોટો, છોકરાઓ |
| મ્દુ, વ્યક્તિ, | વાદુ, વ્યક્તિઓ. |

મી, વર્ગ. 'મ' થી શરૂ થતા નામો જો તે ચેતનવાળા પ્રાણીઓનાં નામ ન હોય તો તેનું બહુવચન 'મ' નો 'મી' કરવાથી થાય છે.

| એ. વ. | બ. વ. |
| --- | --- |
| મ્ગેગો, જાળ | મીટેગો, જાળ [બ. વ.] |
| મ્કોનો, હાથ | મીકોનો, હાથ [બ. વ.] |
| મ્ટી, ઝાડ | મીટી, ઝાડો. |

ક્રી, વર્ગ. 'ક્રી' થી શરૂ થતા નામોનું બહુવચન 'ક્રી' નો 'વી' કરવાથી થાય છે.

| એ. વ. | બ. વ. |
| --- | --- |
| ક્રીલેમ્બા, પાઘડી | વીલેમ્બા, પાઘડીઓ |
| ક્રીટુ, ચીજ; વસ્તુ | વીટુ, ચીજો; વસ્તુઓ |
| ક્રીટી, ખુરશી; બાજઠ | વીટી, ખુરશીઓ; બાજઠો. |

પ્રાણી અગર વસ્તુના નામને નામ કહેવાય છે. એક વ્યકિત અગર વસ્તુ માટે એકવચન વપરાય છે. એક વ્યકિત અગર વસ્તુ કરતાં વધારે માટે બહુવચન વપરાય છે.

## મનોયત્ન ૧

નીચે લખેલા શબ્દોનું બહુવચન લખોઃ—

| | |
| --- | --- |
| મ્ગેની, અજાણ્યો | મ્સીબા, કમનશીબ |
| ક્રીઓ—, અરીસો; આરસો | ક્રીપાન્ડે, કટકો; કુકડો; ટુકડો. |
| ક્રીપોફુ, આંધળો | ક્રીબારૂઆ, કામ કરનાર |
| મ્ગોન્જવા, આજારી | ક્રીસીમા, કુવો |
| ક્રીરાલે, આંગળી | મ્ટેન્ડે, ખજૂરીનું ઝાડ |
| મ્ટાઇ, ઉજરડો | ક્રીટાન્ડા, ખાટલો |
| મ્ટો, ઓશીકું | ક્રીનુ, ખાંડણી |

કીટી, ખુરશી
મ્ફુકો, ખીસું
મ્ટુમ્વા, ગુલામ
મ્જાકાઝી, ગુલામડી
કીડાન્ડા, ગૂમડું
કીફારૂ, ગેંડો
કીબોકો, ઘોડો (દરીયાઇ)
કીજીકો, ચમચો
કીશબોટો, ચાંચડ
કીસુ, ચાકુ
મ્જેલેડી ચાબુક,
કીકો, ચુંગી, (તંબાકુ
પીવાની)
કીટાબુ, ચોપડી
મ્સીમામીઝી, ચોકીદાર
(ખેતરનો, વાડીનો)
કીસુ, છરી
મ્કુફુ, છડો; સાકળ;-અછેડો
કીફુઆ, છાતી
કીબાન્ડા, છાપરૂં
કીવુલી, છાંયડો
મ્વુલાના, છોકરો
મ્ટોટો, ,,

મ્સીચાના, છોકરી
કીઝીબાઉ. જાકીટ
મ્ચાવી, જાદુગર
મ્ટેગો. જાળ
મ્વોંગો, જૂઠો
કીજાના, જુવાન
મ્પુકો, ઝોળી
મ્ટી, ઝાડ
કીસીવા, ટાપુ
કીપાન્ડે, ટુકડો
કીટામ્બા-, ટુવાલ
કીલીમા, ટેકરી
કીકાપુ ટોપલી,
કીગાગો, ઠીકરૂં (ભાંગેલી
-ચીજોના કકડા)
મ્ચાંવી, ડાકણ
કીટુંગૂ-, ડુંગળી
મ્લીંગોટી, ડોલ (વહાણનો)
કીફુનીકો, ઢાંકણું
મ્જુસી, ઢડગરોળી
મ્ન્યામા. ઢોરઢાંખર
મ્ચીકીચી. તાડ
મ્ઝીન્ગા, તોપ

| | |
|---|---|
| મ્ટી, થાંભલો (વાંસ) લાકડાનો | મ્લીમા, પર્વત મોટો |
| મ્કુકો, થેલી | કીઆટુ, પગરખું |
| મ્લાન્ગો, દરવાજો | મ્કાટે, પાંઉ |
| કીટામ્બા–, દસ્તર | કીલેમ્બા, પાઘડી |
| મ્ગાંગા, દાકતર | કીટી, પાટલો; બાજઠ |
| કીટાના, દાંતીઓ | મ્ઝુંગુ, પાશ્ચાત્ય |
| મ્ઝાબીબુ, દ્રાક્ષનો વેલો | કીકોમ્બે, પ્યાલો |
| મ્લેવી, દારૂડીયો | મ્કીઆ, પૂછડી |
| મ્કાલીમાની, દુભાષીયો | મ્લીન્ઝી, પહેરેગીર |
| મ્જુમ્બે, દૂત | કીટાંઝી, ફાંસો |
| મ્સીમામીઝી, દેખરેખ રાખનાર (ખેતર, વાવેતર). | મ્કે, બાયડી |
| | મ્શાલે, (મ્શારે), બાણુ |
| મુમે, ધણી; વર | કીબીરીટી, બાકસ, (દીવાસળી) |
| કીડાકા, નાનું નારિયેળ (બહુ જ) | મ્ટોટો, બાળક |
| કીવુકો, નદી અગર ખાડીને વટીને જવાનો માર્ગ | મ્ઝે–, બુઠ્ઠો |
| મ્નાઝી, નારિયેળી | કીકુન્ગો બુતાન |
| મ્ટો, નદી | મ્બુની, બુંદ |
| મ્ટુમીશી, નોકર | કીબીબો, ૯ |
| મ્ગૂ–, પગ | કીઝીવી, |
| મ્ગેની, પરદેશી | મ્ચુન્ગા |
| કીલીમા, પર્વત નાનો | (? |

મ્પાગાઝી, ભાર ઊંચકનાર (વણજારનો)
મ્ઝીગો, ભાર
મ્ટોરો, ભાગેડુ
મ્કુકી, ભાલો
મ્જીન્ગા, ભોળો
મ્ઝીંગા (વા ન્ઝુકી) મધપુડો
મ્વુવી, મચ્છીમાર
કીબારૂઆ, મજૂર
મ્ગોન્જ્વા, માંદો
મ્ટુંગી, માટલું; માટલી
કીપીમો, માપ
કીચ્વા, માથું
કીન્ચ્વા, મુખ
મ્જીંગા, મૂર્ખ
મ્ગેની, મ્હેમાન
સુહુની, રખડું
મ્પીશી, રસોયો
મ્ચેઝો, રમતગમત
કીઆઝી, રતાળુ
મ્ફાલ્મે, રાજા
મ્બુયુ, રૂખડવાનું ઝાડ
કીબારૂઆ, રોજીંદા કામ કરનાર

મ્કાટે, રોટલી
મ્સ્ટારી, લીટી
મ્સાફારા, વણજાર
કીસીમા, વાવ
મ્ટી, વાંસ
મ્ઝે-, વૃદ્ધ
મ્જાને, વિધવા.
મ્જાને, વિધુર
કીઝુકા, વિધવા (ખુણામાં હોય ત્યાં સુધી)
મ્જી, શહેર
કીપીની, સળી (નાકની)
મ્ટામ્બો, સ્પ્રીંગ (ધાતુની)
મ્ચી, સાંબેલું
મ્કેકા, સાદડી
મ્કુફુ, સાંકળ
મ્પાકા, સીમા
મ્કે, સ્ત્રી; પરણેતર વહુ
કીઆપો, સોગન
મ્કોનો, હાથ
મ્ફુપા, હાડકું
કીડેવુ, હડપચી
મ્કુફુ, હાર

મ્પીની, હાથો (લાકડાનો)
કીપીની, હાથો (લાકડાનો)  મ્ડામો, હોઠ
બહુજ નાનો  મ્ટુમ્બ્વી, હોડકું; હોડી; મછવો

ગુજરાતી શબ્દો, દરેક જગ્યાએ ગુજરાતી મૂળાક્ષરોના અનુક્રમ પ્રમાણે લખવામાં આવ્યા છે

મુન્ગુ એટલે પરમેશ્વર; દેવ, અને મ્ટુમે, એટલે ફિરસ્તો (અગર ઇશ્વર પ્રેરિત દૂત) નું બ. વ. મીઉન્ગુ એટલે પરમેશ્વર; દેવો, અને મીટુમે એટલે ફિરસ્તાઓ.

## વિશેષણોની એકરૂપતા (સમન્વય)

ઉ, વર્ગના એક વચન સિવાય, નામને જે જે પ્રત્યયો લાગે છે તે જ પ્રત્યયો વિશેષણને બન્ને વચનોમાં લાગે છે જેમકેઃ—

| એ. વ. | બ. વ. |
|---|---|
| મ્ટુ મ્રેફુ, લાંબો માણસ, | વાટુ વારેફુ, લાંબાં માણસો |
| મ્ટી મ્રેફુ, ઉંચું ઝાડ, | મીટી મીરેફુ ઉંચાં ઝાડો |
| કીસુ કીરેફુ, લાંબી છરી | વીસુ વીરેફુ, લાંબી છરીઓ |

વિશેષણ હંમેશા તેના નામની પછી આવે છે.

સ્વાહીલી ભાષામાં જાતી નથી એટલેકે, નર, નારી, અને નાન્યતર જાતી માટે જુદા રૂપો નથી, જેમકેઃ—

મ્ટુ એટલે મરદ અગર સ્ત્રી
કીજાના એટલે જુવાન અગર જુવતી
મ્ચાવી એટલે જાદુગર અગર ડાકણ

પ્રશ્નાર્થ ? 'ન્ગાપી' એટલે 'કેટલા' ? એ વિશેષણ છે

| | |
|---|---|
| વાટુ વાન્ગાપી ? | કેટલા માણસો ? |
| મીટી મીન્ગાપી ? | કેટલાં વૃક્ષો ? |
| વીટી વીન્ગાપી ? | કેટલી ખુરસીઓ ? |

જો નામ 'કી' વર્ગનું હોય અને ચેતનપ્રાણી દર્શાવતુ હોય તો વિશેષણના પ્રત્યયો 'વા' વર્ગના હોય છે; 'કી' વર્ગના નહિ. આ ખાસ જરૂરનું છે જેમકેઃ—

કીજાના મ્રેફુ, લાંબો જુવાન  વીજાના વારેફુ, ઉંચા જુવાનો

## વિશેષણોની ટીપ

વિશેષણો કે જેને નામ પ્રમાણે પ્રત્યયો લાગે છે; તેનો મુખ્ય ભાગ એટલે કે થડ આપ્યો છે અને તેને યોગ્ય પ્રત્યયો દરેક કિસ્સામાં લગાડવા જોઇએ.

| | |
|---|---|
| અદેખો, – વીવુ (–ઉવીવુ) | જલ્લાદ, વિકરાળ,–કાલી. |
| આળસુ, – વીવુ. | જંગલી, – કાલી |
| આખું, – ઝીમા. | જાડો (મનુષ્ય માટે)–નેને. |
| ઉઘાડું, ખુલ્લું, નાગું, માત્ર. – ટુપુ | ,, (પ્રાણી માટે)–નોનો. |
| | જીર્ણ; જાનું, – કૂ–કૂ–. |
| કઠણ, – ગુમુ. | ટૂંકુ, – ફુપી. |
| કડવું, (અપ્રિય) – ચુન્ગુ. | તીવ્ર, – કાલી. |
| કાચું, – બીચી. | તીક્ષ્ણ; ધારવાળું, –કાલી |
| ખરાબ, – બાયા | થોડાંક, – ચાચે. |
| ખાલી, – ટુપુ. | નવું, – પ્યા. |

નાનું, – ડોગો.
નારી જાતિ, – કે.
નિરોગી, ખોડ – ઝીમા.
ખાંપણ વિનાનું.
પહોળું, – પાના.
પરદેશી, – ગેની.

પાકેલું, – બીવુ.
ભારે, વજનદાર, –ઝીટો.
માત્ર, – ટુપુ.
મીઠું, ગળ્યું, – ટામુ.
મોટું, – કુબ્વા.
મોટો, સરદાર, –કૂ–.
લાંબુ, – રેફુ.
વૃધ્ધ, – ઝે.–.
સડી ગયેલ, – બોવુ.
સરદાર, – કૂ –.
સખ્ત, – ગુમુ.
સુકકું, –,કાવુ.
સુંદર, – ઝુરી.
સારૂં. – ઝુરી.

જ્યારે તમારી પાસે છે, તમો આમ કરો છો એમ સ્વાહીલીમાં કહેવું હોય ત્યારે 'તુ' થી તરજુમો કરવો. એકથી વધારે હોય ત્યારે તમો વપરાય અગર તો ખાસ માનાર્થેજ વપરાણું હોય ત્યારે બહુવચનમાં તરજુમો કરવો. જ્યાં જ્યાં બ. વ. આવેલું છે ત્યાં ત્યાં ખાસ બ. વ. લખવામાં આવેલું છે.

| | |
|---|---|
| ની, હું છું. | ટુ, અમે છીએ |
| ઉ, તું છો [તમો] | મ, તમે છો |
| યુ, તે-તેણી છે. | વા, તેઓ છે |

ઉ, તે છે [એ. વ. મી, વર્ગ] ઇ, તેઓ છે [બ. વ. મી, વર્ગ]

કી, તે છે [એ. વ. કી, વર્ગ] વી, તેઓ છે [બ. વ. કી, વર્ગ]

'ની' નો અર્થ 'છે' તેવો થાય છે અને તે 'ની' શબ્દ એકલો ઉપલા શબ્દોની બદલીમાં દરેક વખતે વાપરી શકાય છે.

નીના, મારી પાસે છે. ટુના, અમારી પાસે છે.
ઉના, તારી [તમારી] પાસે છે. મ્ના, તમારી પાસે છે.
આના, તેની, તેણીની પાસે છે. વાના, તેઓની પાસે છે.

[ બોલવામાં 'આના' ને બદલે 'અના' જેવું સમજાય છે પણ ખરી-રીતે તે 'આના' છે. ]

ઉના, તેની પાસે છે [એ વ. મી, વર્ગ] ઇના, તેઓની પાસે છે [બ. વ. મી, વર્ગ]
કીના, તેની પાસે છે [એ. વ. કી. વર્ગ] વીના, તેઓની પાસે છે [બ. વ. કી, વર્ગ]
ના, એટલે અને; સાથે લાકીની એટલે પરંતુ.

## મનોયત્ન ૨

[ અ ]

સ્વાહીલીમાં તરજુમો કરોઃ—

૧ ખરાબ ટુકડો. ૨ લાંબું બાણ. ૩ ખાલી ટોપલીઓ. ૪ જાડા રૂખડવાના (મ્બુયુ) વૃક્ષો. ૫ પહોળો ખાટલો. ૬ કઠણ હાડકું. ૭ જુની ચોપડી. ૮ વજનદાર

ભાર (બ. વ.) ૯ મોટી તોપો. ૧૦ પરદેશી વણજાર (બ. વ.) ૧૧ મોટા રાજાઓ. ૧૨ સુંદર છોકરૂં. ૧૩ સુંદર બુંદનો છોડ. ૧૪ નાના દાંતીયાઓ. ૧૫ આળસુ રસોયો. ૧૬ નવા બૂચ (બ. વ.) ૧૭ ટૂંકા ખજૂરીના ઝાડ. ૧૮ પહોળા દરવાજા. ૧૯ જાડી આંગળી. ૨૦ અદેખા મચ્છીમારો. ૨૧ પહોળી ખાઇ ટપવાની જગ્યા ૨૨ સુંદર રમત. ૨૩ જલ્લદ પહેરેગીરો. ૨૪ નિરોગી હાથ. ૨૫ લાંબા હાથાઓ. ૨૬ ખરાબ ઢોર ચારનાર (બ. વ.) ૨૭ મોટી ટેકરી. ૨૮ સૂકકું છાપરૂં. ૨૯ તીક્ષ્ણ છરી ૩૦ વજનદાર ઢાંકણાં. ૩૧ લાંબી લીટી. ૩૨ મોટી ઢેડગરોળી (બ. વ.) ૩૩ સ્વાદિષ્ટ (ગળ્યો) રોટલો. ૩૪ નવા અરીસા. ૩૫ લાંબો ફાંસો. ૩૬ પરદેશી દાકતર ૩૭ ભારે કમનસીબો ૩૮ નવી ખાંડણી. ૩૯ મોટા પર્વતો ૪૦ પહોળા મુખો. ૪૧ અપ્રિય સોગન. ૪૨ સારા વૃદ્ધો ૪૩ ખરાબ ડુંગળી. ૪૪ ખેતરના ચાલાક દેખરેખ રાખનાર (બ. વ.) ૪૫ ટૂંકા કટકાઓ. ૪૬ કઠણ ઓશીકું. ૪૭ લાંબા વાંસ. ૪૮ આળસુ મજૂર. ૪૯ કાચા રતાળુ, ૫૦ ધારવાળુ ઠીકરૂં. ૫૧ જૂનું દસ્તર. ૫૨ પહોળાં નાનાં લીલાં નારિયેળો. ૫૩ નવો નોકર. ૫૪ ખરાબ ગુમડાં. ૫૫ વજનદાર ભાલું. ૫૬ પહોળી નદીઓ. ૫૭ નવું પગરખું. ૫૮ ખરાબ નોકરો. ૫૯ લાંબો છાયડો. ૬૦ જૂની સાદડીઓ. ૬૧ નાનો ચમચો. ૬૨ લાંબી પૂંછડીઓ. ૬૩ ટુંકી ચુંગી. ૬૪ મોટાં શહેરો. ૬૫ ખાલી જાળ. ૬૬ સુંદર પાઘડીઓ. ૬૭ સુંદર દ્રાક્ષની વેલ. ૬૮ લાંબી જાકીટો. ૬૯ ખાલી પાણીની માટલી.

૭૦ ભારે ચાબુકો. ૭૧ અદેખી ધણિયાણી. ૭૨ મોટાં કાચા રતાળુ. ૭૩ કેટલા ભાર? ૭૪ કેટલા વાસ? ૭૫ કેટલા રોટલા? ૭૬ કેટલા રસોયા? ૭૭ કેટલા પર્વતો? ૭૮ કેટલા યુવાનો? ૭૯ કેટલા શહેર? ૮૦ કેટલા ટુકડા? ૮૧ કેટલી પાણીની માટલીઓ? ૮૨ કેટલી છરીઓ?

[ બ ]

૧ મોટાં હોડકાંને ટૂંકો ડોલ છે. ૨ પાશ્ચાત્ય માણસ પાસે ખરાબ હુક્કાપીયો છે. ૩ મારી પાસે ખાલી પ્યાલું છે. ૪ પરદેશીઓને લાંબી હડપચીઓ છે. ૫ તેણીની પાસે સુંદર બુતાનો અને લાંબો છડો છે. ૬ તે મોટો માણસ છે. ૭ મોટાં ટાપુઓને ઉંચા તાડનાં વૃક્ષો છે. ૮ અજાણ્યાં માણસને ઉઘાડા પગ છે. ૯ નદી પહોળી છે. ૧૦ નાની ખુરશીને નવો પાયો છે. ૧૧ અમારી પાસે ખાલી પાકીટ (પૈસાની) છે. ૧૨ ઠીંગણા ઢોર ચારનારને લાંબા હાથ અને જાડા પગ છે. ૧૩. વિકરાળ દારૂડીયાને સુકકા હોઠ અને સડેલું ભેજું છે.

## જેને પ્રત્યય નથી લાગતા તે વિશેષણો

ઘણા વિશેષણો જે મુખ્યત્વે અરબી શબ્દો છે તેને પ્રત્યયો હોતા નથી. એટલે કે તેમના તેમજ વપરાતા કેટલાક વિશેષણો; જેવાં કે—

હાલાલી, કાયદેસર
નિમકહલાલ

હાકીકા, ખરેખર
સાહીહી, ખરૂં; ભુલ વગરનું
વાઝી, ખુલ્લું; જાહેર
મારકીની, ગરીબ
હારામુ, ગેરકાયદેસર
હાબા, ઘણાં થોડાં; થોડાક
ટાયારી, તૈયાર
ધાહીરી, દેખીતું; જાહેર રીતે
લાઇની, નરમ; પોચું
ઉછી, નગ્ન
ધાઇફુ, નબળું; નકામું
હાફીફુ, નજીવું
કાનુની, નિયમીત; પ્રમાણભુત
કામીલી, પૂર્ણ
ટેલે, પુષ્કળ
ટાજીરી, પૈસાદાર
લાઝીમા, ફરજીયાત; બંધનકારક
આમીની, ભરોસાદાર; વફાદાર
ઇમારા, મજબુત (ઘર ઇમારત વગેરે માટે)
મારકુફુ, મનાઇ કરેલ
ઘાલી, મોંઘુ; ખર્ચાળ
કીલા, રોજ

ફારાધી, ઋણી
બોરા, સુંદર; સરસ; મજાનું; ઉત્તમ.
રાધી, સંતોષ
સાલામા, સલામત
કવેલી, સત્ય; સાચું
કામાલી, સંપૂર્ણ
શહીલી, સહેલું; સોંઘું.
સાફી, સ્વચ્છ
હુરૂ, સ્વતંત્ર
હાફીફુ, હલકું; અર્થવિનાનું
હોડારી, હોંશિયાર; શકિતમાન; મજબૂત.

નોંધ : ઉચ્ચારની રચના માટે જૂઓ પાનું ૯

સુચનાઃ-'કીલા' વિશેષણ હંમેશા તેના નામની અગાડી આવે છેઃ-જેમકે, કીલા સીકુ, દરરોજ; હંમેશા.

## મનોયત્ન ૩

સ્વાહીલીમાં તરજુમો કરોઃ-

૧ તે આજે નબળો છે. ૨ તે સાચું છે. ૩ ચોપડી સોંઘી છે, ૪ નોકરો વફાદાર છે. ૫ પ્યાલું સારૂં છે. ૬ દરેક માણસ પાસે ભાર છે. ૭ છોકરાંઓને ખોરાકથી સંતોષ છે. ૮ માણસો સ્વતંત્ર છે. ૯ નજીવા કમનસીબો. ૧૦ ભારે કમનસીબો ૧૧ તે પૈસાદાર છે. ૧૨ અમો ગરીબ છીએ ૧૩ મજબુત માણસને મોટો હાથ (હોય) છે. ૧૪ રોટલો સૂકકો છે. ૧૫ ખુરશી મજબૂત છે. ૧૬ દરવાજો ખુલ્લો છે. ૧૭ ટોપલીઓ ઘણી થોડી છે. ૧૮ જાકીટ ફાટેલી છે. ૧૯ દરેક ચોપડી ભૂલ વગરની છે. ૨૦ બચ્ચાંઓ સહીસલામત છે. ૨૧ વાંસ લીસો છે. ૨૨ હોડકાંઓ તૈયાર છે.

## સંખ્યા

ગણવામાં વપરાતાં સંખ્યાવાચક શબ્દો પાના (૪) ઉપર આપેલ છે.

જ્યારે તે વિશેષણ તરીકે વપરાય છે ત્યારે નામ જો એક વચનમાં હોય તો એકવચનના અગર બહુવચનમાં હોય તો બહુવચનના પ્રત્યયો સંખ્યાવાચક શબ્દને લગાડવામાં આવે છે.

છ, સાત, નવ અને દસ માટેના સંખ્યાવાચક

શબ્દો તેમના તેમજ રહે છે. તેને પ્રત્યયો લાગતા નથી.

## સંખ્યાના મુળ રૂપો

| | |
|---|---|
| ૧ – મોજા | ૬ સીટા |
| ૨ – વીલી | ૭ સાબા |
| ૩ – ટાટુ | ૮ – નાને |
| ૪ – ન્ને | ૯ ટીસા, કેન્ડા |
| ૫ – ટાનો | ૧૦ કુમી, |

| એ. વ. | બ. વ. |
|---|---|
| રટુ રમોજા, એક માણુસ | વાટુ વાનાને. આઠ માણુસો |
| કીટુ કીમોજા. એક વસ્તુ | વીટુ વીન્ને, ચાર વસ્તુઓ. |
| | વીટુ ટીસા (કેન્ડા), નવ વસ્તુઓ |
| | મીટી મીટાટુ, ત્રણ વૃક્ષો |
| | મીટી સીટા, છ વૃક્ષો |
| | વાટુ કુમી, દશ માણુસો |

જ્યારે વિશેષણ નામ અને સંખ્યા સાથે વપરાણું હોય ત્યારે સ્વાહીલીમાં પહેલાં નામ, પછી વિશેષણ અને પછી સંખ્યા લખાય છે–ગુજરાતી ભાષાથી તદ્દન ઉલટું જેમકે,

વાટુ વાબાયા વાવીલી, બે ખરાબ માણુસો
મીટી મીઝુરી મીટાટુ, ત્રણ સુંદર ઝાડ.

વર્તમાનકાળમાં નકાર (નથી) દરેક વચનમાં 'સી' થી બનાવાય છે. 'સી' નો અર્થ હું નથી, તું નથી,

તે નથી, અમે નથી. તમે નથી. તેઓ નથી. વગેરે જે અર્થમાં જણાવવું હોય તેમ જણાવાય છે.

| | |
|---|---|
| સીના, મારી પાસે નથી | હાટુના, અમારી પાસે નથી |
| હુના, તારી (તમારી) પાસે નથી. | હાઞ્ના, તમારી પાસે નથી |
| હુ'ના, તેની- તેણીની પાસે નથી | હાવાના, તેઓની પાસે નથી |
| હાકિના, તેની પાસે નથી (એ. વ મી, વર્ગ) | હાઇના, તેઓની પાસે નથી (બ. વ. મી, વર્ગ) |
| હાકીના, તેની પાસે નથી (એ. વ. કી, વર્ગ) | હાવીના, તેઓની પાસે નથી (બ. વ. કી, વર્ગ) |

## મનોયત્ન ૪

સ્વાહીલીમાં તરજુમો કરોઃ—

૧ એક માણુસ. ૨ એક છરી. ૩ એક ઝાડ. ૪ એક પાકીટ. ૫ એક પાણીનું સાટલું. ૬ બે ભાર. ૭ ત્રણુ બુતાન. ૮ ચાર તોપ. ૯ પાંચ હોડકાં. ૧૦ છ વણુઝાર ૧૧ સાત સાંકળ. ૧૨ આઠ બાજઠ. ૧૩ નવ નોકર. ૧૪ દશ આંગળીઓ. ૧૫ એક નાનું નારિયેળીનું ઝાડ. ૧૬ બે મોટા બુંદના છોડ. ૧૭ ત્રણુ લાંબા દાંતીયા. ૧૮ ચાર આળસુ રસોયા. ૧૯ પાંચ ખરાબ ખૂચ. ૨૦ છ નાના પ્યાલા ૨૧ સાત મોટા ખજૂરીનાં ઝાડ ૨૨ આઠ ગરીબ વિધવા. ૨૩ નવ પહોળા દરવાજા. ૨૪ દશ નાના છોકરા ૨૫

એક જાડી આંગળી. ૨૬ ત્રણ પહોળી નદીઓ
૨૭ દ શ લાં બી લી ટી.
૨૮ બે નબળા મજુરો. ૨૯ છ સોંઘી ચોપડી. ૩૦ નવ તીક્ષ્ણ છરી. ૩૧ પાંચ મોટી ટેકરીઓ. ૩૨ આઠ સડેલી ડુંગળી. ૩૩ ચાર લાંબા હાથાઓ. ૩૪ સાત નવી સાદડી.

(બ)

૧ બે ટૂંકા પાશ્ચાત્ય માણસોને લાંબી હડપચી છે. ૨ પાઘડી નવી નથી. ૩ મારી પાસે પચાસ સેન્ટ છે, મારી પાસે એક શીલીંગ નથી. ૪ બે પાંચ સેન્ટના સીક્કા દશ સેન્ટ છે. ૫ ટાપુને એકવીસ ઊંચી નારિયેળી છે. તેને એકેય તાડનું ઝાડ નથી. ૬ તે સાચું નથી. ૭ દશ છોકરાને વીશ હાથ અને એકસો આંગળીઓ છે. ૮ વફાદાર નોકરને એકેય બાયડી નથી.

## દર્શક સર્વનામ

આ અને પેલું (અગર તે.)

સ્વાહીલી ભાષામાં 'આ' એમ બતાવવા માટે તથા 'તે' એમ બતાવવા માટે જે દર્શક સર્વનામ છે, તે (અહીંયા) અગાડીનું તથા દૂરનું એમ ચોકકસ ભેદ બતાવતા અર્થવાળા છે. અને નજીક પડેલી બે વસ્તુઓ પૈકી એક માટે જ્યારે 'આ' અને બીજી માટે 'તે' એમ કહેવાનું હોય ત્યારે સ્વાહીલીમાં તે બન્ને અર્થ માટે એકજ શબ્દ વપરાય છે.

વસ્તુઓ નજીકની છે એમ બતાવવા માટેના દરેક સર્વનામો 'હ' થી શરૂ થાય છે અને વસ્તુઓ દૂરની છે એમ બતાવવા માટેના શબ્દોને છેડે 'લે' આવે છે જેમકેઃ—

| | |
|---|---|
| ચ્હુ હુયુ, આ માણુસ. | વાહુ હાવા, આ માણુસો |
| ચ્હુ યુલે. પેલો માણુસ | વાહુ વાલે. પેલા માણુસો. |
| ચ્હી હૂ–, આ વૃક્ષ. | મીટી હી–, આ વૃક્ષો. |
| ચ્હી ઉલે. પેલું વૃક્ષ. | મીટી ઇલે. પેલા વૃક્ષો |
| કીટુ હીકી. આ ચીજ. | વીટુ હીવી, આ ચીજો. |
| કીટુ કીલે. પેલી ચીજ. | વીટુ વીલે. પેલી ચીજો. |

'આ' એમ બતાવતા દર્શક સર્વનામ માટેના શબ્દોનો બીજો અક્ષર, (યુ) 'તે' એમ બતાવતા દર્શક સર્વનામ માટેના શબ્દોનો પહેલો અક્ષર છે.

આ અક્ષર યાદ રાખવા માટે ખાસ કાળજી રાખવી જોઇએ કારણ કે દરેક સર્વનામના રૂપ માટે તે અક્ષર આવે છે. અને તેને સર્વનામનો પ્રત્યય કહેવામાં આવે છે.

વા, વર્ગના નામો માટે પ્રત્યયઃ–

'યુ' એકવચનમાં છે, અને 'વા' બહુવચનમાં છે.

મી, વર્ગના નામો માટે પ્રત્યયઃ–

'ઉ' એકવચનમાં છે અને 'ઇ' બહુવચનમાં છે.

કી, વર્ગના નામો માટે પ્રત્યયઃ–

'કી' એકવચનમાં છે અને 'વી' બહુવચનમાં છે.

'આ' દર્શક સર્વનામ મૂળ સ્વરની અગાડી 'હ' લગાડવાથી થાય છે.

હ–ઉ–યુ = હુયુ.

હ – આ – વા = હાવા.

હ – ઉ – ઉ = હૂ –.

હ – ઇ – ઇ = હી –.

હ – ઇ – કી = હીકી.
હ – ઇ – વી = હીવી.

'તે' દર્શક સર્વનામ બીજા અક્ષરને 'લે' લગાડવાથી થાય છે.

સુ – લે = સુલે.
વા – લે = વાલે.
ઉ – લે = ઉલે.
ઇ – લે = ઇલે
કી – લે = કીલે.
વી – લે = વીલે.

જો નામની સાથે વિશેષણ પણ વપરાયું હોયતો નિયમ એવો છે કે દર્શક સર્વનામ બન્નેની પછી આવે છે, જેમકેઃ–

રટુ રખાયા હુસુ,     આ ખરાબ માણસ.
મીટી મીબાવુ હી–,     આ સડેલ વૃક્ષો.
વીટુ વીડાગો હીવી,     આ નાની ચીજો.

ના ટાકા, મને જોઇએ છે.     ટવા ટાકા, અમને જોઇએછે
વા ટાકા, તને(તમને) જોઇએ છે     ર્વા ટાકા, તમને જોઇએછે
આ ટાકા, તેને–તેણીને જોઇએ છે     વા ટાકા, તેઓને જોઇએ છે
વા ટાકા, તેને જોઇએ છે,     યા ટાકા, તેઓને જોઇએ છે

(એ. વ. મી, વર્ગ)     (બ. વ. મી, વર્ગ)

યા ટાકા, તેને જોઇએ છે     બ્યા ટાકા, તેઓને જોઇએ છે
(એ. પ. કી, વર્ગ)     (બ. પ. કી, વર્ગ)

નકારઃ-

સી ટાકી, મને ખપતું નથી હાટુ ટાકી, અમને ખપતું નથી

હુ ટાકી, તને(તમને) ખપતું નથી હામ્ટાકી, તમને ખપતું નથી

હા ટાકી, તેને તેણીને ખપતું નથી. હાવા ટાકી, તેઓને ખપતું નથી

હાઉ ટાકી, તેને ખપતું નથી (એ. વ મી, વર્ગ) હાઈ ટાકી, તેઓને ખપતું નથી (બ વ. મી, વર્ગ)

હાકી ટાકી, તેને ખપતું નથી. (એ. વ. કી, વર્ગ) હાવી ટાકી તેઓને ખપતું નથી (બ. વ. કી, વર્ગ

ઉપર પ્રમાણે નીચેનાના રૂપો લખોઃ-

| | |
|---|---|
| નાઓના, હું જોઉ છું | ના સેમા, હું કહુ છું |
| નાનુનુઆ, હું ખરીદું છું | નાપેન્ડા, હું ચાહું છું |
| નાપીગા, હું મારૂં છું. | મને ગમે છે. |
| કવામ્બા, કે (અવ્યય) | માના, ઘણું; બહુ (ક્રિયાવિશેષણ અવ્યય) |
| હાપા, અહીંયા (ક્રિયા-વિશેષણ અવ્યય) | માજી, પાણી (નામ) |
| કુલે, ત્યાં; પણે (ક્રિયા-વિશેષણ અવ્યય) | માઝીવા, દૂધ (નામ) |

## મનોયત્ન ૫

(અ)

સ્વાહીલીમાં તરજુમો કરોઃ—

૧ પેલા ખાટલા. ૨ આ કઠણ હારકાં. ૩ આ

નવી ચોપડી. ૪ આ સીમા. ૫ આ બુતાનો. ૬ પેલી મોટી તોપો. ૭ આ વણઝાર. ૮ આ છેડાઓ. ૯ પેલી ખુરશી. ૧૦ આ બાળકો. ૧૧ આ નારિયેળનું ઝાડ. ૧૨ આ દાંતીયાઓ. ૧૩ આ રસોયો, ૧૪ આ બૂચ. ૧૫ પેલો પ્યાલો. ૧૬ આ દરવાજા. ૧૭ આ પાશ્ચાત્ય લોકો. ૧૮ આ આંગળી. ૧૯ પેલા મચ્છીમારો. ૨૦ પેલા પગ. ૨૧. આ પગ ૨૨ આ પરદેશી. ૨૩ આ રમતો. ૨૪ આ ચોકીદારો. ૨૫ આ હસ્તો. ૨૬ આ હાથીઓ. ૨૭ પેલો ઢોરચારનાર. ૨૮ આ નાની ટેકરી. ૨૯ પેલા દુભાષિયા. ૩૦ પેલા મોટા ટાપુ. ૩૧ પેલી લાંબી છરી. ૩૨ આ ઢાંકણું. ૩૩ આ જાડી લીટીઓ. ૩૪ આ જાડા હોઠ. ૩૫ પેલી સુંદર ઢેડગરોળીઓ. ૩૬ પેલા ગળ્યા રોટલા ૩૬ પેલો લાંબો વહાણનો ડોલ. ૩૮ પેલો મોટો પર્વત. ૩૯ આ વૃદ્ધ લોકો. ૪૦. પેલો વાંસ. ૪૧ પેલા આળસુ મજૂરો. ૪૨ પેલું ટ્રંકુ ભારે ભાલું. ૪૩ પેલું જૂનું પગરખું. ૪૪ પેલા નોકરો. ૪૫ આ ચુંગી ૪૬ આ જાળ (બ. વ.) ૪૭ આ સુંદર જાકીટો. ૪૮ આ પાણીની મટલીઓ. ૪૯ આ વાવ.

(બ)

૧ મને પેલાં લાંબાં બાણો ખપે છે. ૨. આ જાડું રૂખડવાનું ઝાડ સુંદર નથી. ૩ અમને કાચી ડુંગળી ગમે છે. ૪ તેઓ રતાળુ ખરીદે છે. ૫ તમે પેલું તાડનું ઝાડ જુઓ છો. ૬ પેલો બુંદનો છોડ નબળો છે. ૭ અમને વજનદાર ભાર (બ. વ.) ખપતા નથી. ૮ તેઓ કહે છે કે

નદી ઘણી પહોળી છે. ૯ અમારી પાસે અહીંયાં પુષ્કળ પાણી છે. ૧૦ આજે દુધ ઘણું થોડું છે. ૧૧ ત્યાં નદીને ટપવાની જગ્યા નથી. ૧૨ તે (સ્ત્રી) કહે છે કે રસોઇ તૈયાર છે.

જ્યારે દર્શક સર્વનામ વિશેષણની અગાડી વપરાએલું હોય ત્યારે ગુજરાતીમાં તરજુમો કરતી વખતે ક્રિયાપદ 'છે' ઘણીવાર ઉમેરવાનું થાય છે જેમકેઃ-

મીટી હી-મીરેફુ, આ વાંસ લાંબા છે.
કીસુ હીકી કીકાલી, આ છરી ધારવાળી છે.
મ્ટુ હુયુ મ્બાયા, આ માણુસ ખરાબ છે.

(ક)

સ્વાહીલીમાં તરજુમો કરોઃ—

૧ આ લોકો વિકરાળ છે. ૨ આ ડુંગરો મોટા છે. ૩ પેલાં વૃક્ષો નાનાં છે. ૪ પેલો માણુસ ઠીંગણો છે. ૫ આ ભાલું ભારે છે. ૬ આ પાશ્ચાત્ય લોકો ઉંચા છે. ૭ આ છરી ઉત્તમ છે. ૮ આ પ્યાલું સ્વચ્છ છે.

હવે ફરીથી સર્વનામના પ્રત્યયો શીખો, તે બહુજ અગત્યના છે.

| | એ. વ. | બ. વ. |
|---|---|---|
| વા, વર્ગ. | યુ | વા |
| મીગ, વ. | ઉ | ઇ |
| કી, વર્ગ. | કી | વી |

હુયુ હાવા     યુલે વાલે
હૂ– હી–     ઉલે ઇલે
હીઝી હીવી     કીલે વીલે

## પુરૂષવાચક સર્વનામો

સ્વાહીલીમાં પુરૂષવાચક સર્વનામના સંપૂર્ણ રૂપોઃ–

| | |
|---|---|
| મીમી, હું | સીસી, અમે |
| વેવે, તું(તમે) | નીન્ઝી, તમે |
| યેયે, તે અગર તેણી | વાઓ, તેઓ. |

આ રૂપો ફકત મનુષ્ય અગર ચેતનવાળા પ્રાણીઓના માટેજ વપરાય છે. વસ્તુઓને માટે દર્શક સર્વનામ વપરાય છે.

જ્યારે એકજ માણસને સંબોધવામાં આવ્યું હોય ત્યારે બીજો પુરૂષ એકવચન જ વપરાય છે

જ્યારે સર્વનામ પછી વિશેષણ વપરાયું હોય ત્યારે ક્રિયાપદ 'છે' ના રૂપો અધ્યાહાર રહે છે, તેથી ગુજરાતીમાં તરજુમો કરતી વખતે 'છે' ના રૂપો ઉમેરવાના થાય છે,

| | |
|---|---|
| મીમી મ્કુબ્વા, | હું મોટો છું |
| વેવે મ્ડોગો, | તમે (તું) નાના છો |
| હી– મીટામુ, | તેઓ(અહીંયાના) સ્વાદિષ્ટ છે |
| મલે મીરેફુ, | તેઓ (દૂરના) ઉંચા છે. |

એકવચન પુરૂષવાચક સર્વનામ જેવાં કે, મીમી, વેવે અને યેયે સાથે જે વિશેષણદર્શક શબ્દ હોય તે વિશેષણ દર્શક શબ્દને 'મ્' પ્રત્યય અગાડી લાગે છે.

બહુવચન પુરૂષવાચક સર્વનામ જેવાં કે, સીસી નીન્યો અને વાઓ સાથે જે વિશેષણ દર્શક શબ્દ હોય તે વિશેષણ દર્શક શબ્દને 'વા' પ્રત્યય અગાડી લાગે છે.

## પુર્ણ વર્તમાનકાળ

નીમેઓના, મેં જોયું છે. ટુમેઓના, અમે જોયું છે.
ઉમેઓના, તેં (તમે) જોયું છે. મ્મેઓના, તમે જોયું છે.
આમેઓના, તેણે, તેણીએ
જોયું છે. વામેઓના, તેઓએ જોયું છે.
ઉમેઓના, ,, (મી, વર્ગ) ઇમેઓના ,, (મી. વર્ગ)
કીમેઓના ,, (કી, વર્ગ) વીમેઓના ,, (કી. વર્ગ)

નીચે આપેલ શબ્દોના ઉપર પ્રમાણે રૂપ લખો.

નીમેપીગા, મેં માર્યું છે નીમેટાકા, મને સ્પૃહા થયેલ છે
નીમેનુનુઆ, મેં ખરીદ્યું છે નીમેસેમા, મેં કહ્યું છે.
નીમેપેન્ડા, મેં ચાહ્યું છે.

## મનોયત્ન ૬

સ્વાહીલીમાં તરજુમો કરો:—

૧ હું ઘરડો છું. ૨ તમે ઠીંગણા છો. ૩ તે મોટો છે. ૪ તેઓ નાના છે. ૫ તે (સ્રી) સુંદર છે. ૬ અમે પૈસાદાર છીએ. ૭ તમે (બ. વ.) ગરીબ છો. ૮ મેં પાણીની માટલી ખરીદી છે, તે ખાલી છે ૯ મેં યુવાનને માર્યો છે, તે આળસુ છે. ૧૦ તેઓએ કહ્યું છે (કે) તમો અદેખા છો. ૧૧ અમે પગરખાં ખરીદ્યા છે, તેઓ નવા અને સ્વચ્છ છે. ૧૨ (ખેતરનો) રખેવાળ ઠીંગણો અને જાડો છે. ૧૩ તેણે જોયું છે કે

વૃક્ષો ઘણાં ઉંચાં છે. ૧૪ મને આ છેડો ગમે છે, તે લાંબો, જાડો અને સુંદર છે. ૧૫ તે દેખીતું છે કે તેઓએ દુભાષીયાને માર્યો છે.

ગુજરાતીના પુરૂષવાચક સર્વનામ સ્વાહીલીમાં ઘણું કરીને ક્રિયાપદને આગળ લાગતા પ્રત્યયથી દર્શાવાય છે. આપણે આગળ જોઇ ગયા તે પ્રમાણે આ પ્રત્યયો વર્તમાન કાળ ક્રિયાપદ 'હોવું' (છે) નો અર્થ જણાવવા એકલા પણ વપરાય છે. (જુઓ પાનું ૨૫)

તે પ્રત્યયો 'આ' દર્શક સર્વનામના શબ્દનો બીજો અક્ષર; (અને) 'પેલો' (તે) દર્શક સર્વનામનો પહેલો અક્ષર એજ છે. ખરૂં જોતાં તેઓ સર્વનામના પ્રત્યયો છે.

ભાર પૂર્વક જણાવવું હોય ત્યારે પુરૂષવાચક સર્વનામના પ્રત્યયો પૂર્ણ રૂપમાં (આખાં) વપરાય છે.

ની મ્ટોટો, હું બાળક છું  મીમી ની મ્ટોટો, હું બાળક છું (હું તો બાળક છું ભારપુર્વક)

ઉ મ્વીવુ, તમે આળસુ છો  વેવે ઉ મ્વીવુ, તમે આળસુ છો (તમે તો આળસું છો ભારપુર્વક)

નાજેન્ગા, હું બાંધું છું.  નીમેજેન્ગા, મેં બાંધ્યું છે.

નાચુકુઆ, હું ઊંચકીને લઇ જાઉં છું.  નીમેચુકુઆ, હું ઊંચકીને લઈ ગયો છું.

નાપાટા, હું મેળવું છું.  નીમેપાટા, મેં મેળવ્યું છે.

નાકુમ્બુકા, હું યાદ કરૂં છું,  (મને યાદ છે) નીમેકુમ્બુકા, મેં યાદ કર્યું

નાસાહાઉ, હું ભૂલું છું.  નીમેસાહાઉ, હું ભૂલી ગ

લાકીની, પણ; પરંતુ; કિંતુ; સાસા, હમણાં; હવે (ક્રિયા-
(અવ્યય) વિશેષણ અવ્યય)

## મનોયત્ન ૭

સ્વાહીલીમાં તરજુમો કરોઃ-

૧ આ વૃક્ષ નાનું છે. ૨. પેલું તાડનું ઝાડ ટૂંકું છે ૩ આ વૃધ્ધ મહાન છે. ૪ અમે સૂકકા છીએ. ૫ પેલા વાંસ લાંબા છે. ૬ પેલો નાનો માણસ વિકરાળ છે. ૭ પેલી છરી તીક્ષ્ણ છે. ૮ તમે (બ. વ.) આળસુ છો. ૯ તે આળસુ છે. ૧૦ તે નાનો છે. ૧૧ તે (સ્ત્રી) સુંદર છે. ૧૨ તે (સ્ત્રી) ઠીંગણી છે. ૧૩ મને યાદ આવ્યું છે કે નદીને ટપવાની જગ્યા નથી. ૧૪ તે આ પુસ્તક ભૂલી ગયો છે ૧૫ તેઓ આજે વજનદાર ભાર (બ. વ.) ઊંચકી ગયા છે. ૧૬ આ દસ્તર ફાટી ગયું (જીર્ણું) છે. ૧૭ મેં નવું ખરીદ્યું છે. ૧૮ અમોએ અહીંયાં સુંદર છાપરૂં બાંધ્યું છે. ૧૯ તમારી પાસે આજે વીસ શીલીંગ છે. ૨૦ તેઓ મજબૂત પણ ઘણા આળસુ છે.

## કર્તાના પ્રત્યયો

ક્રિયાપદની જાતી ઉપરમાં જણાવ્યા પ્રમાણેના કર્તા પ્રત્યયોથી દર્શાવાય છે તેમાં ફેર એટલોજ છે કે ત્રીજા પુરૂષ એકવચનનો પ્રત્યય, જો તે મનુષ્ય અગર ચેતન પ્રાણી બતાવતું હોય તો 'આ' છે પછી તે નામ ગમે તે વર્ગનું હોય.

પૂર્ણ વર્તમાનકાળ ભૂતકાળમાં બનેલાં કાર્ય માટે જણાવવામાં આવે છે, કે જે કાર્ય વર્તમાનકાળમાં તેવુંજ હોય. જેમકે ભૂતકાળમાં કાંઇ કાર્ય બનેલું હોય અને વર્તમાનકાળમાં તેનું પરિણામ તેવીજ સ્થિતિમાં રહેલું હોય એટલે કે તે દરમ્યાન તે વસ્તુ બદલી ન હોય અગર કોઇએ તેમાં ફેરફાર ન કર્યો હોય અગર તે વસ્તુમાં ફેરફાર થવા પામેલ ન હોય તો તે પૂર્ણ વર્તમાનકાળ વાપરીને બતાવવો. આ કાળ સ્વાહીલી લોકો વારંવાર વાપરે છે તે હવે તમો તુરતમાં જાણશો અને સમજશો.

ન્યુમ્બા ઈમેઆન્ગુકા; ઘર પડી ગયું છે (ઘર પડયું અને તે હજુ તેવીજ સ્થિતીમાં છે)

કીકોમ્બે કીમેવુન્જીકા, પ્યાલું ભાંગેલું છે. (અને તે તેવીજ હાલતમાં હાલ છે)

યોહાના આમેકુફા, જોન મરી ગયો છે (મૃત્યુ પામેલો છે)

કીટાબુ કીમેપોટેઆ, પુસ્તક ખોવાઇ ગયું છે

કીટામ્બા- કીમેઓનેકાના, લૂગડું પૂરીથી જડયું છે.

ન્ટી હૂ- ઉમેપાસુકા, આ વાંસ ફાટી ગયો છે.

## મનોયત્ન ૮

સ્વાહીલીમાં તરજુમો કરો:-

૧ પેલુ બાણુ ભાંગેલું છે, ૨ ટોપલી નીચે પડેલી છે, ૩ રૂખડવાનું ઝાડ પડી ગયેલું છે. ૪ પેલો જુનો ખાટલો ભાંગેલો છે. ૫ વૃધ્ધ મનુષ્ય મૃત્યુ પામેલો છે. ૬ મોટું હાડકું ભાંગેલું છે. ૭ નવી ચોપડી ફાટેલી છે. ૮ વજનદાર.

ભાર (નીચે) પડી ગયેલો છે. ૯ બુતાનો ભાંગી ગયા છે. ૧૦ જાડી સાંકળો ભાંગેલી છે ૧૧ ખુરશી પડી ગઇ છે. ૧૨ પેલો પગ ભાંગલો છે. ૧૩ નાનુ બાળક મરેલું છે. ૧૪ પેલુ ઉચું નારીએળનું ઝાડ પડી ગયું છે, ૧૫ જૂની પાણીની માટલી ભાંગેલી છે. ૧૬ નાનો દાંતીયો ભાંગેલો છે. ૧૭ રસોયો ગુજરી ગએલ છે. ૧૮ પ્યાલુ ભાંગેલું છે. ૧૯ આ નવા પ્યાલા ભાંગેલા છે. ૨૦ તાડનાં બે વૃક્ષો પડેલાં છે. ૨૧ ચાર દરવાજા તૂટેલા છે. ૨૨ પેલો દારૂડીયો નીચે પડેલો છે. ૨૩ સાત પાશ્ચાત્યો મરેલા છે. ૨૪ બે આંગળી ભાંગેલી છે. ૨૫ તેણે ત્યાં ઘર બાંધ્યું છે. ૨૬ પુસ્તક ફરીથી જડયું છે. ૨૭ આ મછવો તૂટેલો છે. ૨૮ છોકરૂં ખોવાઈ ગયું છે.

## પ્રશ્નાર્થ શબ્દો

પ્રશ્નાર્થ શબ્દો તે શબ્દો છે જે સવાલ પૂછે છે. છ પ્રશ્નાર્થ શબ્દો છે જે બદલાતા નથી.

| | | | |
|---|---|---|---|
| નાની ? | કોણ ? | મ્બોના ? | શા માટે ? |
| નીની ? | શું ? | વાપી ? | કયાં ? |
| લીની ? | કયારે ? | ગાની ? | કઈ જાતનું ? |

સર્વનામના પ્રત્યયને 'પી' લગાડવાથી પ્રશ્નાર્થ કયો ? કયી ? કયું ? થાય છે.

| | | | |
|---|---|---|---|
| મ્દુ ગુપી ? | કયો માણુસ ? | વાદુ વાપી ? | કયા માણુસો |
| મ્ટી ઉપી ? | કયું ઝાડ ? | મીટી ઇપી ? | કયા ઝાડો ? |
| કીદુ કીપી ? | કઈ ચીજ ? | વીદુ વીપી ? | કઈ ચીજો ? |

છે અને તેનો ખરો અર્થ હું લઇશ
જ નહિ, હું ચલાવીશ નહિ, મને
તે પસંદ નથી સાધારણ કિસ્સામાં
જેમકે આપણે જમવા બેઠા હોઇએ
ત્યારે આપણે કહેવું જોઇએ :–
સીપેન્ડી, મને ઇચ્છા નથી (મને ગમતું નથી)

## મનોયત્ન ૯

સ્વાહીલીમાં તરજુમો કરો:–

૧ આ કઇ રીતના માણસો છે ? ૨ કયા બાણ ? ૩ કઇ જાતની ટોપલીઓ ? ૪ કયુ રૂખડવાનું ઝાડ ? ૫ આ કઇ જાતનો ખાટલો છે ? ૬ આ વૃદ્ધ આદમી કોણ છે? ૭ આ કઇ જાતનું હાડકું છે ? ૮ કઇ ચોપડીઓ ? ૯ કઇ જાતનાં બુતાનો ? ૧૦ કયો મછવો ? ૧૧ આ કઇ જાતની સાંકળ છે ? ૧૨ કઇ ખુરશી ? ૧૩ કયું બાળક ? ૧૪ કયા નારિયેળના ઝાડો ? ૧૫ કયું ખજૂરીનું ઝાડ ૧૬ આ પીધેલો કોણ છે ? ૧૭ પેલા કઇ જાતના વૃક્ષ છે ? ૧૮ કયો હાથ ? ૧૯ આ કઇ જાતની રમત છે ? ૨૦ કઇ ટેકરી ? ૨૧ પેલા કયા ટાપુ છે ? ૨૨ આ કઇ જાતની છરી છે ? ૨૩ આ કઇ જાતનો દુભાપીયો છે ? ૨૪ કયો ડોલ ? ૨૫ કઇ જાતનું કમનસીબ ? ૨૬ તાડનું ઝાડ કઇ જાતનું ઝાડ છે ? ૨૭ સોગન શું છે ? ૨૮ કઇ જાતનો (ખેતરનો) રખેવાળ આંધળો માણસ છે ? ૨૯ કયો વૃદ્ધ માણસ બહેરો છે ?

૩૦ કયો દવા કરનાર માણસ છે ? ૩૧ આ કઇ જાતનો વાંસ છે ? ૩૨ કયા વાંસ ?

## ક્રિયાપદ

સ્વાહીલીમાં, કાળના પ્રત્યય અને કર્તાના પ્રત્યયના ઉપયોગથી ક્રિયાપદના રૂપાખ્યાન અપાય છે:—

કર્તાના પ્રત્યયો

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| વા, વર્ગ [૧] | ની. હું | ટુ. અમે |
| [૨] | ઉ. તું (તમે) | મ. તમે |
| [૩] | આ, તે–તેણી | વા. તેઓ |
| મી, વર્ગ [૩] | ઉ, તે | ઇ, તેઓ |
| કી, વર્ગ [૩] | કી, તે | વી, તેઓ |

૧લો પુરૂષ ; જે બોલે છે તે.
૨જો પુરૂષ ; જેની સાથે બોલાય છે તે.
૩જો પુરૂષ ; જેના વિષે બોલાય છે તે.

નામ કોઈ પણ વર્ગનું હોય, પણ ચેતન પ્રાણી સૂચવતું હોયતો ક્રિયાપદના પ્રત્યયો વા, વર્ગના હોય છે; ચીજ અગર વસ્તુ પોતે બોલી શકતી નથી તેમ તેની સાથે બોલી શકાતું નથી પરંતુ ફકત તેના વિષે બોલાય છે જેથી વા, વર્ગ સિવાયના બીજા બધા વર્ગોને ફકત ત્રીજા પુરૂષના પ્રત્યયો છે.

કાળના પ્રત્યયો-કાળના કેટલાક સહેલા પ્રત્યયોઃ-

ચાલુ વર્તમાન કાળ, 'ના' ભૂતકાળ. 'લી'

પૂર્ણવર્તમાનકાળ. 'મે' ભવિષ્યકાળ, 'ટા'

ક્રિયાપદનો કાળ, દર્શાવેલ અગર નિયત કરેલા કાર્યનો સમય બતાવે છે. જેમકે વર્તમાનકાળ, ભુતકાળ કે ભવિષ્યકાળ કાળનો પ્રત્યય કર્તાના પ્રત્યય પછી આવે છે અને તે પછી ક્રિયાપદનો મુખ્ય શબ્દ (થડ) આવે છે. જેમકે, ની - ટા - પાટા = નીટા પાટા, હું મેળવીશ

'ની' કર્તાનો પ્રત્યય છે.

'ટા' કાળનો પ્રત્યય છે.

'પાટા' ક્રિયાપદનું થડ છે.

મીટી ઇ-મે-આંગુક = મીટી ઇમેઆંગુકા,

વૃક્ષો પડી ગયાં છે.

'ઇ' કર્તાનો પ્રત્યય

'મે' કાળનો પ્રત્યય

'આંગુકા' ક્રિયાપદનું થડ

**ચાલુ વર્તમાનકાળ :-**

વા. વર્ગ. ની - ના - પીગા = નીનાપીગા, હું મારૂં છુ

ઉ - ના - પીગા = ઉનાપીગા,

આ - ના - પીગા = આનાપીગા,

મી. વર્ગ. ઉ - ના - પીગા = ઉનાપીગા,

કી. વર્ગ. કી - ના - પીગા = કીનાપીગા,

ટુ - ના - પીગા = ટુનાપીગા, અમે મારીએ છીએ

મ્ - ના - પીગા = મ્નાપીગા

વા – ના – પીગા = વાનાપીગા
મી, વર્ગ. ઇ – ના – પીગા = ઇનાપીગા
કી, વર્ગ. વી – ના – પીગા = વીનાપીગા

પુર્ણવર્તમાનકાળ :–

વા, વર્ગ. ની–મે–આંગુકા, હું પડી ગયો છું | ટુ–મે–આંગુકા અમે પડી ગયા છીએ
ઉ–મે–આંગુકા | મ–મે–આંગુકા
આ–મે–આંગુકા | વા–મે–આંગુકા
મી, વર્ગ. ઉ–મે–આંગુકા | ઇ–મે–આંગુકા
કી, વર્ગ. કી–મે–આંગુકા | વી–મે–આંગુકા

ભૂતકાળ

વા, વર્ગ. ની–લી–નુનુઆ, મેં ખરીદ્યું. ટુ–લી–નુનુઆ. અમે ખરીદ્યું.
ઉ–લી–નુનુઆ, | મ–લી–નુનુઆ
આ–લી–નુનુઆ | વા–લી–નુનુઆ
મી, વર્ગ. ઉ–લી–નુનુઆ | ઇ–લી–નુનુઆ
કી, વર્ગ. કી–લી–નુનુઆ | વી–લી–નુનુઆ

ભવિષ્યકાળ

વા, વર્ગ. ની–ટા–ટાકા, મને ખપશે | ટુ–ટા–ટાકા, અમને ખપશે
ઉ–ટા–ટાકા, | મ–ટા–ટાકા,
આ–ટા–ટાકા | વા–ટા–ટાકા
મી, વર્ગ. ઉ–ટા–ટાકા | ઇ–ટા–ટાકા
કી, વર્ગ. કી–ટા–ટાકા | વી–ટા–ટાકા

ક્રિયાપદનું સામાન્ય નામનું રૂપ મૂળ ક્રિયાપદને 'કુ' લગાડવાથી બને છે, જેમકે

કુ-પેન્ડા, ચાહવું, કુ-ચુકુઆ, ઊંચકીને લઇ જવું.

જે ક્રિયાપદના અર્થ તમે જાણતા હો તેના રૂપો ઉપલા ચારે કાળમાં અભ્યાસ માટે લખો:-

સૂચના: ૧. ક્રિયાપદનું સામાન્ય રૂપ સ્વાહીલીમાં નામ તરીકે વાપરી શકાય છે.

સૂચના: ૨. સ્વાહીલીમાં પ્રશ્નાર્થ વાકય સામાન્ય વાકયની જેમ લખાય છે ફક્ત પ્રશ્નાર્થ ચિહ્ન મૂકાય છે જેમકે,

ઉમેસીકીઆ, તમે સાંભળ્યું. ઉમેસીકીઆ? તમે સાંભળ્યું?

સામાન્ય વાકય તથા પ્રશ્નાર્થ વાકય વચ્ચેનો ફેર, બોલવામાં બોલવાની ઢબ ઉપરથી અને લખવામાં પ્રશ્નાર્થ ચિહ્ન ઉપરથી સમજાય છે.

સૂચના: ૩. સ્વાહીલીમાં કર્મ વિભકિત કર્તા વિભકિત જેવી છે. જેમકે:-

મ્તુ આનાપીગા મ્તુ, માણુસ માણુસને મારે છે.

સૂચના: ૪. નીચે ક્રિયાપદોની મોટી ટીપ આપી છે તે જોઇને મોઢું નહિ મરડતાં પોતાને પસંદ આવે તેવાં હંમેશાં થોડાં થોડાં ચૂંટીને ધ્યાન પૂર્વક-અભ્યાસ કરી, દરરોજ તે વાપરવાનો મહાવરો પાડવો. તે ક્રિયાપદો હંમેશનાં ઉપયોગમાં આવતાં હોવાથી ખાસ ચૂંટીને પસંદ કરવામાં આવેલાં છે. શબ્દકોષમાં ઘણાં છે એકવાર ધ્યાનથી શીખ્યા પછી આનંદ આવશે. આ ઉપરાંત બીજા થોડાંકજ વધારે આ પુસ્તકમાં આવશે

## ક્રિયાપદ શબ્દોની ટીપ

| | |
|---|---|
| ગુવીઆ (ગુઇઆ), | અટકાવવું. |
| નાથી, ન્ગીમા, | અટકવું. |
| ઇન્ગીઆ, | અંદર આવવું; દાખલ થવું. |
| સ્ટા-જાણુ, | અચંબો પામવો. |
| કુન્ગા, | અંદર પૂરવું; બાંધવું. |
| ગુસા, | અડકવું. |
| ટાંગુલીઆ, | આગળ જવું. |
| શુકા, | આવવું નીચે. |
| લીપા, | આપવું. |
| ફુરાહી, | આનંદ પામવો; રાજી થવું. |
| પુમ્ઝીકા, | આરામ કરવો; થાક ઉતારવો. |
| શ્ટાકી, | આરોપ મૂકવો. |
| ચેમ્કા, | ઉકળવું, |
| ચેમ્શા, | ઉકાળવું. |
| ચુકુઆ, | ઊંચકીને લઇ જવું |
| કોહોઆ, | ઉધરસ ખાવી; ઠોં ઠોં કરવું. |
| ઓન્ડોકા, | ઉભા થઇને ચાલી જવું. |
| રૂકા, | ઉડવું; કૂદવું; ઠેકવું. |
| ઇનુઆ, | ઊંચકવું. |
| ટુમીઆ, | ઉપયોગ કરવો; કામમાં લેવું. |
| સીમામા, | ઉભા થવું; ઉભા રહેવું. |
| ફુનુઆ, | ઉઘાડવું (ઢાંકણાનું). |
| ફુન્ગુઆ, | ઉઘાડવું (છોડવું). |
| ટવા-, | ઉપાડીને લઇ જવું. |
| ન્ગોઆ, | ઉખેડવું (મૂળમાંથી) |
| પુન્ગુઆ, | ઓછું કરવું. |
| યાયુકા (યેયુકા), | ઓગળી જવું. |
| ઝીમા, | ઓલવી નાખવું; બૂઝી નાંખવું. |
| કુબાલી, | કબૂલ કરવું. |
| ઉમા, | કરડવું; ડંશ મારવો. |
| પોન્ડા, | કચરવું. |
| ફાન્યા, | કરવું. |
| વા-, | કપડાં પહેરવાં. |
| ગોસ્ખાના, | કજીઓ કરવો. |

સેમા, કહેવું; બોલવું.
નેના, ,, ,,
આમ્બીઆ, ,, ,,
વુઆ, કપડાં ઉતારવાં; કપડાં કાઢવાં.
ટાટુઆ, કપડાં ફાડવાં.
રારૂઆ, કટકા કરવા (ચીરીને)
પુઆ, કપડાં ધોવાં.
પીગા કોકી, કાન તાણવાં.
કાટા, કાપવું.
રેન્ડા, કામ કરવું.
કુકુઝા, કોઢી મૂકવું
રૂકા, કૂદવું.
જારીણુ, કોશિષ કરવી
નુનુઆ, ખરીદવું
લીશા, ખવડાવવું
ફીકીરી, ખ્યાલ કરવો.
કુના, ખંજવાળવું; ચળ કરવી; વીછોરડા ભરવા.
ટવાન્ગા, ખાંડવું.
કોકોટા, ખેચવુ
ચીમ્બા, ખોદવું.
પોટેઆ, ખોવાઇ જવું.
પોટેઝા, ખોઇ નાંખવું

પેન્ડા, ગમવું; ચાહવું.
નુકા, ગંધાવું (ખરાબ)
નુકીઆ, ગંધાવું (સુગંધી)
ઇમ્બા, ગાવું.
ટાફુટા, ગોતવું; શોધવું..
વીરીન્ગા, ગોળાકાર થવું.
કુન્જા, ઘડી કરવી.
સુગુઆ, ઘસવું.
પાન્ડા, ચડવું (ઉપર)
ટાકુના, ચાવવું.
ઓન્જા, ચાખવું.
પેન્ડા, ચાહવું; ગમવું.
સુમ્બુઆ, ચીડવવું; ખીજવવું.
ચીન્જા, ચીરી નાંખવું.
કોસા, ચૂકી જવું.
ઇબા, ચોરવું.
ડાન્ગાન્યા, છેતરવું.
ટાવાન્યા, છૂટું છૂટું કરવું.
આચા, છોડી દેવું.
જીબુ, જવાબ આપવો.
ઝા–, જણવું; ફળ આવવા.
ઝાલીવા, જન્મ લેવો–થવો.
રૂડી, જવું (પાછું)
એન્ડા, જવું.

ઓના, જડવું; જોવું.
આમ્કા, જાગવું.
જુઆ, જાણવું.
શીન્ડા, જીતવું.
ટાકા, જોઇએ છે; ખપે છે.
ઓના, જોવું.
ટાઝામા, ”
ગોમ્બેઝા, ઠપકો આપવો.
મીમીના, ઠલવવું; રેડવું.
કાઝા, ઠીક ઠીક કરવું (ખેંચીને)
લુકા, ઠેકવું (નદી ખાઇ અગર પાણીની જગ્યા)
પીગા, ઠોકવું; મારવું.
ઝામા, ડૂબવું; ડૂબીજવું.
કુનીકા, ઢાકવું.
લેગેઝા, ઢીલું કરવું.
મ્વાગા, ઢોળી નાખવું.
પીગા માકોફી, તાળી પાડવી;
વુટા, તાણવું; ખેંચવું
ચોકા, થાકી જવું.
કા—, શોભવું, રહેવું;
સાગા, દળવું.
ઝીકા, દાટવું;
જુટા, દિલગીર થવું; મોઢું. મરડવું.
સીકીટીકા, દીલગીર થવું; અફસોસ થવો–કરવો.
ઉમા, દુઃખવું;
ઉમીઝા, દુઃખ દેવું.
ટોકેઆ, દેખાવું; નીકળી આવવું.
વીવા (ઉવીવા } દેવાદાર હોવું.
રૂડીશા, દેવું; (પાછું) આપવું
પીગા મ્બીઓ, દોડવું.
કીંમ્બીઆ, દોડીને ભાગી જવુ.
સુકુમા, ધકકો મારવો; હડસેલો મારવો.
આંગાલીઆ, ધ્યાન આપવું.
ધાની, ધારવું (આશાથી)
ચુકીઆ, ધિક્કારવું; નારાજ થવું.
ધારાઉ, ધિક્કારવું

ઓશા, બોલું.
નાવા, ધોવું (હાથ).
કુઆ, „ (કપડાં).
કારીબીઆ, નજીક આવવું.
કાના, નકારવું (ગુન્હો).
હુકુસુ, ન્યાય કરવો.
ટીઆ, નાખવું.
કટા–, ના પાડવી,
નકારવું.
ઓગા, નાવું.
ટોકા, નીકળવું (બહાર);
જવું (બહાર).
પુન્ગુકા, નિષ્ફળ જવું;
નાપાસ થવું.
ગુશા, નીચું કરવું; ઉતારવું.
લેવા, નશો કરવો; દારૂ
પીવો.
ધુરૂ, નુકશાન કરવું,
ઇજા કરવી.
શીકા, પકડવું, ઝાલવું.
સુમ્બુઆ, પજવવું.
કામાટા, પકડવું.
ચાગુઆ; પસંદ કરવું.
આન્ગુકા, પડવું.

કુઆટા, પછવાડે જવું.
ઓઆ, પરણવું (મરદનું)
ઓલેવા, પરણવું (સ્ત્રીનું)
પીટા, પસાર થવું.
ફીકા, પહોંચવું.
એનેઆ, પાથરવું.
રૂડી, પાછું આવવું;
„ જવું.
ટેકા
માજી ,પાણી ભરવું.
પીગા ટેકે, પાટું મારવી
ઓમ્બાં, પ્રાર્થના કરવી;
અરજ કરવી;
ભીખ માંગવી.
ઉમા, પીડા થવી.
ટોશા, પૂરતું થવું, બસ થવું
માલીઝા, પૂરૂં કરવું.
ઇશા, પૂરૂં થવું (સહ્યભેદ)
ઝુન્ગુકા, ફરી વળવું; ઘેરો
કરવો.
ટેમ્બેઆ, ફરવા જવું.
પાસુઆ, ફાડવું.
પાસુકા, ફાટી જવું; ચીરાઈ
જવું.

વુમા, ફૂંક મારવી; ફૂંકાવું.
દુપા, ફેંકી દેવું.
બાડીલી, ફેરફાર કરવો.
ઉમા, બટકું ભરવું; કરડવું.
છુસીકુ, બડાઇ કરવી.
વાકા, બળવું, સળગવું, (બત્તી. આગ)
બાડીલી, બદલવું.
હારીબુ, બગાડવું.
ઓઝા, બગડી જવું.
ઓકોકા, બચવું.
કુન્ગા, બંધ કરવું; બાંધવું.
ગેઉઝા, બદલવું, (એકબાજુ)
કાઝા, બરાબર કરવું, (ખેંચીને)
ગેઉકા, બદલી જવું.
લીન્ડા, બચાવ કરવો; રક્ષણ કરવું.
ટોઆ, બહાર મૂકવું; કાઢવું.
ઓકોઆ, બચાવવું.
ઓન્યેશા, બતાવવું.
ટોકા, બહાર નીકળવું; જવું.
ટોશા, બસ થવું.

જેન્ગા, બાંધવું (ઘર વગેરે)
ચોમા, બાળવું, શેકવું.
પીગાના, બાઝવું; લડવું.
બાકી, બાકી રહેવું.
ઓગોપા, બીવું.
કા– કીટાકો, } બેસવું. (ચુપ ચુપ.)
નેના, બોલવું,
સેમા, ,, કહેવું.
ઇટા, બોલાવવું.
છફુન્ઝા, ભણવું; અભ્યાસ કરવો.
આબુડુ, ભક્તિ કરવી.
ગાવાન્યા, ભાગ કરવા–પાડવા.
વુન્જા, ભાંગવું.
ફાનીકીવા, ભાગ્યોદય થવો.
ઓમ્બા, ભીખ માગવી; અરજ કરવી.
સાહાઉ, ભૂલી જવું.
ફુટા, ભૂંસી નાંખવું.
કુસાન્યા, ભેગું કરવું.
કુટા, ભેટો થવો; સામ સામું મળવું.
સાઇડીઆ, મદદ કરવી.

| | | | |
|---|---|---|---|
| ઓનાના | મળવું, એક બીજાને. | આમકીઆ, | માન આપવું; (સાહેબજી કરવા.) |
| આગીઝા, | મંગાવવું, સૂચનાથી | પેન્ડેઝા, | રાજી કરાવવું; શોભાવીને રાજી કરવું. |
| આગીઝા, | મંગાવવું; સૂચવવું. | કા-, | રોકાવું; થોભવું. |
| સાડીકી, | માનવું. | ગેઉકા, | રૂપાંતર થવું; બદલવું. |
| સામેહે, | માફ કરવું. | આન્ડીકા, | લખવું. |
| પીમા, | માપવું. | લેટા, | લઇ આવવું. |
| પીગા, | મારવું. | સુકુઆ, | લઇ જ વું, ઊંચકીને. |
| ઉઆ, | મારી નાંખવું,(જાનથી). | ઓકોટા, | લઇ લેવું નીચેથી; ઉપાડવું. |
| ચાન્ગાન્યા, | મિશ્રણ કરવું. | પીગામ્સ્ટારી, | લીટી-દોરવી. |
| સાફીરી, | મુસાફરી કરવી. | પોકીઆ, | લેવું; સ્વીકાર કરવો. |
| વેકા, | મૂકવું. | પીટા, | વટાવું; પસાર થવું. |
| વેકા, | મૂકી જવું. | સીફુ, | વખાણ કરવા. |
| પાટા, | મેળવવું. | ટુમીઆ, | વાપરવું; ખર્ચ કરવો; ઉપયોગ કરવો. |
| કાવીઆ, | મોડું થવું. | ફાગીઆ, | વાળવું. |
| ચેલેવા, | મોડું કરવું. | | |
| પેલેકા, | મોકલવું. | | |
| કુમ્બુકા, | યાદ થવું-કરવું. | | |
| કુમ્બુશા, | યાદ કરાવવું. | | |
| ચેઝા, | રમવું,નાચ કરવો. | | |
| લીન્ડા, | રક્ષણ કરવું; બચાવ કરવો. | | |
| આઝા, | રજા લેવી. | | |
| પીકા, | રસોઇ કરવી. | | |
| લીઆ, | રડવું | | |

સોમા, વાંચવું.
ફીકીરી, વિચાર કરવો.
ઉઝા, વેંચવું.
વેઝા, શકિતમાન હોવું.
આન્ઝા, શરૂ કરવું.
કુન્ડીશા, શીખવવું.
ઓકા, શેકવું.
ટાફુટા, શોધ કરવી; ગોતવું.
પાટાના, સંમત થવું; સમજુતિ કરવી.
ઉલીઝા, સવાલ પૂછવો.
એલેઝા, સમજાવવું.
ઓટા, સ્વપ્ન આવવું.
સીટાવી, સંપૂર્ણ કળાએ આણાહીએ આવવું.
ઓઝા, સડી જવું; બગડી જવું.
ન્ગોજા, સબૂરી પકડવી.
ફીચા, સંતાડવું.
ટુન્ઝા, સંભાળ લેવી; ધ્યાનમાં રાખવું.
વાશા, સળગાવવું, (દિવતા, બત્તી)
પોના, સાજું થવું.
સીકીઆ, સાંભળવું.
સાફીશા, સાફ કરવું.
ઉન્ગા, સાંધો જડવો.
સીકીલીઝા, સાંભળવું, (ધ્યાન પૂર્વક)
સોના, સીવવું.
પોન્યા, સુધરવું, દરદનું; સાજુ થવું.
કાઉકા, સૂકાઈ જવું.
આનીકા; સૂકવવું.
લાલા, સૂઈ જવું.
નુસા, સૂંઘવું.
વીમ્બા, સોજે ચડવો.
ચેકા, હસવું.
ન્યોવા, હજામત કરવી; (ન્યોઆ), દાઢી કરવી.
ટીકીશા, હલાવવું.
આમુર, હુકમ કરવો.

## મનોયત્ન ૧૦

સ્વાહીલીમાં તરજુમો કરોઃ—

૧. મેં કબૂલ્યું છે. ૨. તમે ખબર સાંભળીને રાજી

થશો. ૩. અમોએ સમસ્તુતિ કરી છે. ૪. તે બદલી જશે. ૫. ભાર ઊચકનારાઓ ઘોલે છે (ચાલુ વ.) ૬. મેં જવાબ આપ્યો. ૭. વૃક્ષોને ફળ આવે છે. (ચાલુ વ.) ૮. આંધળો ભીખ માગે છે. (ચાલુ વ.) ૯. હું માનીશ. ૧૦. યુવાનો આવી પહોંચ્યા છે. ૧૧. બાળકો સવાલ પૂછે છે (ચાલુ વ.) ૧૨. અમે હમણા નાહીશું. ૧૩. ચાંચડ (બ. વ.) કરડશે. ૧૪. બાળકો બડાઈ કરે છે (ચાલુ વ.) ૧૫. ચાર બાળકો જન્મ્યાં છે. ૧૬. પાશ્ચાત્યોએ ટોપલી ખરીદી છે. ૧૭. રસોયાએ છાપરૂં બાંધ્યુ. ૧૮. તમોએ (બ. વ.) પાંઉ ખરીદ્યો. ૧૯. વૃદ્ધ લોકોએ બોલાવ્યો. ૨૦. તે (સ્ત્રી) ધ્યાન રાખે છે. (આંગાલીઆ વાપરો). ૨૧. મજૂરો ભાર ઊંચકીને લઈ જાય છે. ૨૨. તાડને ફળ આવે છે (ચાલુ વ.) ૨૩. જાદુગરોએ છેતર્યા છે. ૨૪. (ખેતરનો) રખેવાળ પસંદ કરશે. ૨૫. ઢોર ચારનારાઓ તાળી પાડે છે. ૨૬. બાળક અહીંયાં ઉપર ચડશે. ૨૭. પાશ્ચાત્ય (એ. વ.) જીતશે. ૨૮. હું વિચાર કરૂં છું (ચા. વ). ૨૯. રસોયાએ રસોઇ પકાવી છે. ૩૦. તેઓ ઉધરસ ખાય છે. (ચા. વ.) ૩૧. ઢાંકણાએ વાવને ઢાકયું. ૩૨. પેલો વણજાર ઠેકી ગયો છે. (યુકા વાપરો ).૩૩. આ બાળકો રડશે. ૩૪. વૃદ્ધો અહીં ખેડ કરશે. ૩૫. પેલી તીક્ષ્ણ છરીઓ કાપશે. ૩૬ બાળકો નાચ કરે છે. (ચા. વ) ૩૭. કમનસીબો ઓછાં થાય છે (ચા. વ.) ૩૮.

પેલા ખરાબ મજૂરો મોડું કરે છે (ચા. વ.) ૩૯ પાશ્ચાત્યોએ અહીંયાં વાવ ખોદી ૪૦ અમે પાંઉના (બ. વ.) ભાગ પાડશું. ૪૧ તેણે કર્યું છે. ૪૨ પેલા માણસોએ પાણી ખેંચ્યું છે. ૪૩ મેં લીટી દોરી છે. ૪૪. પેલા વૃદ્ધને સ્વપ્ન આવ્યું. ૪૫. પાંઉ સૂકકો થઇ ગયો છે. ૪૬. દારૂડીયાઓ લડે છે. (ચા. વ.) ૪૭. બાણુ અંદર ગયું. ૪૮. ઊંચાં વૃક્ષો પડયાં. ૪૯. છ અજાણ્યા પીધેલા થયા છે. ૫૦. ડુંગળી (બ. વ.) બગડી ગઇ છે. ૫૧. રસોયાઓ દળે છે. (ચા. વ.) ૫૨. દુભાષીયો આગળથી ગયો. ૫૩. તમે ધ્યાનપૂર્વક સાંભળ્યું (સીકીલીઝા વાપરો) ૫૪. તમે રસોઇ કરશો. ૫૫. હું પાણી શોધું છું. (ચા. વ.) ૫૬. વૃદ્ધ બાઇડી પરણ્યો છે. ૫૭. પેલો કકડો ઓગળી ગયો છે. ૫૮. તેઓ આપશે (લીપા, વાપરો) ૫૯. અમે પગરખું ઉપાડયું. ૬૦. વફાદાર નોકર (જીવનમાં) આબાદીમાં આવ્યો. ૬૧. તમે રમત રમો છો. ૬૨. હું હમણાં પુસ્તક વાંચું છું. ૬૩. બાળકે ના પાડી. ૬૪. બાળક દિલગીર થશે. ૬૫. મજૂરો આરામ કરે છે. ૬૬. પેલો હાથ સોજે છે. (ચા. વ.)

## કર્મના પ્રત્યય

કર્મ કોઇ મુકરર વ્યકિત કે વસ્તુ હોય, તે દર્શાવવા માટે ક્રિયાપદને પ્રત્યય લાગે છે અને તે (કર્મ–) પ્રત્યય કાળના પ્રત્યય પછી આવે છે. કર્મ પ્રત્યય ઘણું કરીને કર્તા પ્રત્યય જેવા છે. ફકત વા, વર્ગના બીજા અને ત્રીજા પુરૂષના પ્રત્યયમાં ફેર છે.

કર્મ પ્રત્યયોઃ-

| | એક વચન | બહુ વચન |
|---|---|---|
| વા, વર્ગ [૧] | 'ની,' મને | 'ટુ.' અમને |
| [૨] | 'કુ', તને (તમને) | 'વા', તમને |
| [૩] | 'મ', તેને-તેણીને | 'વા', તેઓને |
| મી, વર્ગ [૩] | 'ઉ', તેને | 'ઇ', તેઓને |
| કી, વર્ગ [૩] | 'કી', તેને | 'વી', તેઓને |

આટાનીપેન્ડા, તે મને ચાહશે (તે મને પસંદ કરશે)
આટાકુપેન્ડા, તે તને (તમને) ચાહશે. (તે તને (તમને) પસંદ કરશે)
આટામ્પેન્ડા. તે તેને-તેણીને ચાહશે, (તે તેને-તેણીને પસંદ કરશે.)
આટાઉપેન્ડા, તેને તે ગમશે (મ્ટી, વૃક્ષ)
આટાકીપેન્ડા, તેને તે ગમશે (કીટુ, વસ્તુ)
આટાટુપેન્ડા, તેને અમે ગમશુ.
આટાવાપેન્ડા, તેને તમે ગમશો (બહુવચન) (જુઓ પાનું છેલ્લું ભાગ બીજાનું)
આટાવાપેન્ડા, તેને તેઓ ગમશે (તે તેઓને પસંદ કરશે)
આટાઇપેન્ડા, તેને તેઓ ગમશે (મીટી, વૃક્ષો.)
આટાવીપેન્ડા, તેને તેઓ ગમશે (વીટુ, વસ્તુઓ)

**સ્વવાચક કર્મ** 'સ્વ' એટલે પોતે, પંડે, 'જી' પ્રત્યયથી દર્શાવાય છે.

નાજીપેન્ડા, હું (મને) પોતાને ચાહું છું
ઉટાજીઉમીઆ, તું (તને) પોતાને ઈજા કરીશ
આમેજીફીચા, તે પોતે (પોતાની મેળે) સંતાણો છે.

...જ્યારે ગુજરાતીમાં કર્મની સાથે 'આ,' 'તે' અગર 'પેલો.' એવા શબ્દો મુકરર વ્યકિત કે વસ્તુ દર્શાવવા માટે વપરાયા હોય ત્યારે સ્વાહીલીમાં કર્મ પ્રત્યય ક્રિયાપદને લગાડવોજ જોઈએ ('આમ છતાં તે હંમેશા વાપરવામાં આવતો નથી અને ન વાપરવામાં આવે તો તે ખાસ ભૂલ ગણાય નહિ.)

આનાપીગા મ્ટુ, તે માણસને મારે છે.
આનામ્પીગા મ્ટુ, તે (આ, તે) માણસને મારે છે
(મુકરર, માણસ)
ટુમેકાટા મ્ટી, અમે વૃક્ષ કાપ્યું છે.
ટુમેઉકાટા મ્ટી, અમોએ (આ, તે) વૃક્ષ કાપ્યું છે. (મુકરર વૃક્ષ.)

ગુજરાતીમાં જ્યારે કર્મ, સર્વનામ અગર દર્શક શબ્દથી જણાવવામાં આવ્યું હોય ત્યારે તે કર્મ અચૂક મૂકરર હોય છે તેથી સ્વાહીલીમાં તેવા કિસ્સામાં ક્રિયાપદને કર્મ પ્રત્યય હંમેશા લગાડવોજ જોઈએ.

વાનામ્પીગા, તેઓ તેને મારે છે.
નીલીમ્વોના હુયુ, મેં આ જણને જોયો.
ટુમેઉકાટા, અમે તેને કાપ્યું છે (મ્ટી વૃક્ષને.)
ઉટાવીપાટા કેશો, તમે તેઓનો આવતી કાલે મેળવશો
(વીટુ, વસ્તુઓને)

# મનોયત્ન ૧૧

સ્વાહીલીમાં તરજુમો કરોઃ—

૧. આ માણુસ મને પજવે છે (ચા વ.). ૨. બાણુ તેને વાગ્યું. ૩. પેલાં બાણુ તેઓને ચૂકયા (વાગ્યા નહિ). ૪. તે છ ટોપલીઓ ઊંચકીને લઈ જાય છે. (ચાલુ. વ). ૫. ત્રણ રૂખડવાના ઝાડ પડી ગયા છે. ૬. તેઓ બે ખાટલા લઈ આવ્યા છે. ૭. તેઓ (આ) બે ખાટલા લઈ આવ્યા છે. ૮. તમો (આ) હાડકાં છોડશો. (મુકરર). ૯. મેં (આ) પુસ્તકને જોયું છે. (મુકરર). ૧૦. તેઓએ (આ) સીમાઓ પસાર કરી છે. (મુકરર). ૧૧. છ મજૂરો (આ) છ ભાર ઊંચકીને લઈ જાય છે (મુકરરે. ચા. વ). ૧૨. તમે (આ) બુતાન ઉઘાડો છો (મુકરર, ચા. વ.) ૧૩. દશ માણુસો (આ) બે મોટી તોપ ખેંચે છે. (મુકરર, ચા. વ.) ૧૪. છ માણુમોએ મછવાને હડસેલ્યો. (મુકરર). ૧૫. હું વણુજાર જોઉં છું. ૧૬. તમે (આ) બે વણુજાર જોઈ (મુકરર). ૧૭. તે સાંકળને બાંધશે. (મુકરર). ૧૮. જુવાન ખુરસી લાવ્યો છે. ૧૯. હું તે ખુરશી મેળવીશ (મુકરર). ૨૦. પરદેશીઓ મને ચૂકવશે. ૨૧. હું ચાર બાળકોને મળ્યો. ૨૨. તમે છોકરાંઓને વટી ગયા (પસાર થયા) (મુકરર) ૨૩. પાશ્ચાત્યોએ નારિયેળીનો ઝાડ કાપી નાંખ્યા છે (મુકરર) ૨૪. રસોયાએ આ પાણીની માટલી ભાંગી છે. ૨૫. છોકરીએ સુંદર દાંતીયો મેળવ્યો છે. ૨૬. ઢોર ચારનાર રસોયાને મારે છે. (મુકરર. ચા. વ.). ૨૭. મને રસોયો જોઇએ છે. ૨૮. મેં બૂચને કાપ્યું છે (મુકરર). ૨૯. તેણે પ્યાલ ઊંચકયું છે. ૩૦.

પેલાં તાડનાં બે ઝાડને ફળ આવે છે (ચા. વ.) ૩૧. દરવાજો સડી ગયો છે. પાશ્ચાત્યોએ તે આળસુ રસોયાને મારી નાખ્યો છે. ૩૩. આ આંગળી મને દુઃખે છે. (ચા. વ.) ૩૪. દશ મચ્છીમાર પાછા આવે છે (ચા. વ.) ૩૫. મેં સાત ચાંચડ માર્યા છે. ૩૬. તેઓએ પરદેશીઓને જોયા (મુકરર). ૩૭. ચોકીદારો દોડી ગયા. ૩૮. તેઓએ બન્ને હાથ ઊંચા કર્યા. ૩૯. અમે હાથ (બ. વ.) જોયા (મુકરર). ૪૦ અમે બે ટેકરી પસાર કરી. ૪૧. પાશ્ચાત્યોએ છ દરિયાઈ ઘોડાને મારી નાંખ્યા. ૪૨. અજાણ્યાઓએ બે છાપરાં બાંધ્યા. ૪૩. જાદુગરે બે છાપરાં બાળી નાંખ્યાં (મુકરર) ૪૪. નાના દુભાષીયાએ બડાઇ કરી. ૪૫. (ખેતરના) રખેવાળે મને બે મોટા ટાપુ બતાવ્યા (મુકરર) ૪૬. તમને છરી મળી છે. (મુકરર. પોકેઆ વેપારી) ૪૭. રસોયો ઢાંકણાને ઘસે છે. (મુકરર, ચા. વ) ૪૮. તેણે મને તે લીટી બતાવી. ૪૯. પરદેશીએ પાંઉને કાપ્યો છે. (મુકરર) ૫૦. મેં અરીસા ભાંગ્યા છે. (મુકરર) ૫૧. બે ડોલ (વહાણના) ભાંગેલા છે. ૫૨. મેં નાની ટેકરી શોધી છે. (મુકરર) ૫૩. વૃધ્ધો ધ્યાનપૂર્વક સાંભળે છે. (ચા. વ) ૫૪. મેં ડુંગળીઓ ચાખી છે. (મુકરર) ૫૫. રખેવાળ મજૂરોને મારે છે. (મુકરર) ૫૬ હું તાડનું ઝાડ શોધું છું. (ચા. વ) ૫૭ બાળક ઓશીકું લઇ આવશે. ૫૮ વાંસ આવી પહોંચ્યા છે. ૫૯. હું મજુરોને ચૂકવીશ. ૬૦ રેતાળુ બગડી ગયાં છે. ૬૧. તેઓ દીકરાંઓને કચરશે. (મુકરર) ૬૨. તે ખાલી પાકીટ લઇ આવ્યો. (મુકરર) ૬૩. અમે ટુવાલ ફાડયો. (મુકરર) ૬૪. મેં છ નાનાં લીલાં નાળીયેર જોયાં. (કીડાકા, વાપરો) ૬૫ તે પોતાને મ્હાત કરશે. ૬૬. દલાલીસો

પોતાના વખાણ કરે છે. ૬૭. તમે તમને પોતાને ખાંધ્યાં છે. ૫૮. બાળકાએ પોતાને (પોતાની મેળે) ખવડાવ્યુ ૬૯. તેઓ પોતાને ઇજા (નુકશાન) કરશે. ૭૦. અજાણ્યાઓ પોતેજ ચોકી કરશે. ૭૧ આળસુ ગુલામો પોતાને ખંજવાળે છે. (ચા.વ.)

## સ્વરવાળા મૂખ્ય શબ્દો (થડ)

૧. 'મ્' પ્રત્યય ગમે તે રીતે વપરાયો હોય તોપણ ઘણું કરીને સ્વર અગાડી તે 'મ્વ' તરીકે જણાય છે (દિખાવ દે છે) 'ઓ' અને 'ઉ' અગાડી 'વ' કાર બહુજ ધીમો છે અને ઘણીવાર જાણે લોપ થતો હોય તેમ જણાય છે.

'વા' પ્રત્યય જ્યારે શરૂઆતના 'ઇ' અગર 'એ' ની પહેલાં આવ્યો હોય તો 'વા' નો 'વે' થાય છે અને 'વા' પછી 'આ' હોય તો કોઇકવાર પાછલો 'આ', 'વા' ની સાથે જોડાઇ જાય છે અને 'વા' ફકત રહે છે.

૨. 'કી' અને 'વી' પ્રત્યયો સ્વર અગાડી આવે ત્યારે 'કી' નો 'ચ' અને 'વી' નો 'વ્ય' થાય છે.

| | |
|---|---|
| કીટુ ચેકુન્ડુ, | લાલ ચીજ |
| વીટુ વ્યેકુન્ડુ, | લાલ ચીજો |
| ચોમ્બો કીકુબ્વા, | મોટો મછવો |
| કીટુ ચેઉસી કીમોજા. | એક કાળી વસ્તુ |
| વીટુ વ્યેઉસી વીવીલી, | બે કાળી વસ્તુઓ |
| ચોમ્બો કીડોગો કીઝુરી, | સુંદર નાનુ વહાણું |

'મ્' પછી સ્વર આવવાથી 'મ્‌' થએલા નામો તેના બહુવચન સાથે

મ્વાકા, વર્ષ (મીઆકા).
મ્વાલીમુ, શિક્ષક (વાઆલીમુ).
મ્વામ્બા, ખડક (મીઆમ્બા).
મ્વામુઝી, ન્યાયધીશ (વાઆમુઝી).
મ્વાના, છોકરો (વાના).
મ્વાન્ડીશી, લેખક (વાન્ડીશી).
મ્વાન્ઝો, શરૂઆત (મીઆન્ઝો).
મ્વાશી, કડીયો (વાઆશી).
મ્વાનામુમે, મરદ (વાનાઉમે).
મ્વાનામ્કે, ઓરત (વાનાવાકે).
મ્વાવુલી, છત્રી (મીઆવુલી)
મ્વેમ્બે, આંબાનું ઝાડ (મીએમ્બે).
મ્વેન્યેવે, માધીક, ધણી (વેન્યેવે).
મ્વેન્ઝી, સાથી (વેન્ઝી)
મ્વેઝી, ચંદ્ર અગર માસ (મીએઝી)
મ્વીબા, કાંટો (મીઇબા).
મ્વીકો, મોટો ચમચો (મીઇકો).
મ્વીલી, શરીર (મીઇલી).
મ્વીશો, અંત, છેડો (મીઇશો).
મ્વીવી, ચોર, (વેવી).
મ્વોગા, બીકણ, (વાઓગા).
મ્વોકોઝી, તારણહાર (વાઓકોઝી).
મોશી, ધુમાડો (મીઓશી).

મોટો, આગ (મીઓટો).
મોયો, હૃદય (મીઓયો).

**સુચના :–** મ્વોન્ગો, જુઠ્ઠો (વાવોન્ગો); 'વ'કાર અહીંયા શબ્દના થડનો ભાગ છે.

'કી' વર્ગના નામો કે જેનો પ્રત્યય, સ્વર આવવાથી 'ચ' થયેલ છે: (બહુવચન સાથે)–

ચાકુલા, ખોરાક (વ્યાકુલા)
ચેઓ, માપ, હોદ્દો (વ્યેઓ)
ચેટી, ચિઠ્ઠી, કાગળ, (વ્યેટી)
ચોમ્બો, વહાણ, ઓજાર, (વ્યોમ્બો)
ચો–, (ચોઓ),
સંડાસ, (વ્યોઓ)
ચુરા, દેડકું. (વ્યુરા)
ચુમા, લોઢું, લોઢાનો કટકો (વ્યુમા)
ચુમ્બા. ઓરડો, (વ્યુમ્બા)
ચુન્ગુ, હાંડલું, (વ્યુન્ગુ)
ચુઓ, પુસ્તક, નિશાળ (વ્યુઓ)

'ચોમ્બો' ના ઘણા ઉપયોગી અર્થ થાય છે તે જોવા માટે તમારે શબ્દકોષ જોવો.

સ્વરથી શરૂ થતા વિશેષણોઃ–

કાળું, 'એઉસી'. જૂદું, 'ઈન્ગીને'
કાળુંનહિ, સફેદ
'એઉપે' પુરૂષ (વાચક), 'ઉમે',
ઘણું,ઘણાં,'ઈન્ગી' નમ્ર, 'આનાના'

| | | | |
|---|---|---|---|
| પાતળો, ળી, ળું, | 'એમ્બામ્બા' | સફેદ, શ્વેત, | 'એઉપે' |
| પોચું, નરમ, | 'ઓશોશો' | સારૂં, | 'એમા' |
| બીજું, | 'ઇન્ગીને' | સાંકડું, | 'એમ્બામ્બા' |
| રાતું, | 'એકુન્ડુ' | હલકું(વજનમાં) | 'એપેસી' |
| સહેલું, | 'એપેસી' | હોશિયાર, | 'ઓરેવુ' |

**સુચના :**—'એમા,' ખરી રીતે તેનો અર્થ નીતિથી સારૂં એમ થાય છે જેમકે સારો માણસ અગર સારૂં કાર્ય; 'ઝુરી' એટલે સારૂં તે સિવાયના અર્થમાં વપરાય છેઃ જેમકેઃ– સારૂં વૃક્ષ, સારો ખોરાક.

વિશેષણ સાથે 'મી' પ્રત્યયનો 'મ્ય' થાય છે પણ કવચિતજ થાય છે (અને તેથી આ ફેરફાર ખ્યાલમાં આવતાં ઘણો લાંબો વખત નીકળી ગયો)

મીઝીગો મ્યેપેસી, હલકા ભાર.

ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે નામમાં 'મી' પ્રત્યય કદીપણ 'મ્ય' થતો નથી, પણ નોખાજ અક્ષર તરીકે રહે છે. મીએમ્બે, આંબાના વૃક્ષો, અને મ્યેમ્બે નહિ.

ખરૂં જોતાં 'કી' વર્ગમાં ઘણાં નામો એવાં છે કે તેમાં 'કી' નો 'ચ' થતો નથી. આ મુદ્દો ધ્યાનમાં રાખવા જેવો છે. પણ અહીંયાં આ મુદા ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂરીયાત નથી.

શરૂઆત કરનારાઓએ એટલુંજ ધ્યાનમાં રાખવાનું છે કે 'ચ' થી શરૂ થતા શબ્દો 'કી' વર્ગના છે; અને એ તો ખુલ્લું છે કે 'કી' થી શરૂ થતા શબ્દો આ વર્ગનાજ છે.

જ્યાં 'કી' નો ફેરફાર થતો નથી, પણ તેમનો તેમ રહે છે.

(૧) 'ઇ' સ્વર અગાડી; કીઇની, ટોપરૂં.

(૨) જ્યારે બીજા શબ્દ સાથે ગુંચવાડો ઉભો થાય એવું હોય ત્યારે: કીયો-, અગર (કીઓ-), અરીસો
ચો-(ચોઓ-), સંડાસ.

(૩) જ્યારે 'કી' ખાસ કરીને રૂપ બતાવનાર પ્રત્યય તરીકે વપરાયો હોય ત્યારે:-
કીઓન્ગોઝી, નેતા
વિશેષણ સાથે ફેરફાર થતો નથી-

૧) સ્વર 'ઇ' અગાડી, પણ બન્ને 'ઇ' નો એક 'ઇ' થાય છે.
કીન્ગી, વીન્ગી
કીન્ગીને, વીન્ગીને

## મનોયત્ન ૧૨

### (અ)

સ્વાહીલીમાં તરજુમો કરો :-'

૧. મે ચાર લાલ ઢેડગરોળીઓ જોઇ. ૨. બે કાળા માણસોએ અહીયાં શ્વેત મનુષ્યને જોયો. ૩. આ લીટી સાંકડી છે. ૪. મેં કાળી લીટી દોરી. ૫. આગ બળે છે (ચા. વ.), ૬. આ ભાર હલકા છે. ૭. પેલા કાળા ભાર બહુજ ભારે છે. ૮. હલકું હૃદય. ૯. ભારે ધુમાડો ૧૦. અમે કાળો ધુમાડો જોશુ. ૧૧. અમે બે મોટી આગ છોડી જશું. ૧૨ તેને સારૂ હૃદય છે. ૧૩. સાત વર્ષો પસાર થયા છે. ૧૪ બે શિક્ષકોએ મને શીખવ્યું. ૧૫. સફેદ ખડક ડૂબ્યો છે. ૧૬. મેં ન્યાયાધીશને કહ્યુ છે.' ૧૭.

ચાર ન્યાયાધીશોએ અમને સાંભળ્યા. ૧૮. તમો લખનારને બોલાવશો. ૧૯. મેં ખરાબ છત્રી ખરીદી. ૨૦. સારી શરૂઆત. ૨૧. બે કડીયાએ આ નિશાળ બાંધી. ૨૨. આ કડીયાએ ઘણાં વાંસ ઉપયોગમાં લીધા.૨૩ પાશ્ચાત્યોએ ઘણી મોટી છત્રીઓ ખરીદી. ૨૪. તેઓ પેલો સુંદર આંબાના વૃક્ષ કાપી નાંખે છે. ૨૫. અમે માલીકોને પસાર થયા છે. (મુકરર). ૨૬. સુંદર ચંદ્ર નીચે ચાલ્યો ગયો છે.૨૭. આ મહીનાઓ સારા છે, પેલા ખરાબ છે. ૨૮. બે કાંટો હાથમાં અંદર ગયા. (મુકરર) ૨૯. આ ચમચાંઓ મોટા (અને) સુંદર છે. ૩૦. ચોર લોકો દોડી ગયા (ન્હાસી ગયા.) ૩૧. બે હોશિયાર ચોર હોડી લઈ ગયા. ૩૨. બીકણુ લોકો વૃદ્ધથી બીધા (મુકરર).

(બ)

૧. સારો ખોરાક. ૨. બે વર્ષ અને પાંચ મહીના. ૩. આ પાંચ કાળા ખડક. ૪. મેં દશ રસોઈ કરવાનાં માટીનાં મોટાં વાસણ ખરીદ્યાં છે. ૫. આ મહિનો ટૂંકો છે. ૬. મને આજે બે ચિઠ્ઠી મળી છે. ૭. તેણે એક લાલ વહાણુ જોયું. ૮. મેં છ કાળાં વહાણુ જોયાં છે. ૯. દશ નાનાં દેડકાંઓ. ૧૦. લોઢું ભારે છે. ૧૧. આ લોઢાંઓ હલકાં છે. ૧૨. તમે એક લાલ હાંડલું લાવ્યા છો. ૧૩. મને ત્રણ નાનાં કાળાં હાંડલાં ખપશે. ૧૪. તમે તે મોટી ખુરશી ઊંચકીને લઈ જશો. ૧૫. તે બે જાડી લાલ ચોપડી ઊંચકીને લઈ જાય છે. (ચા. વ.) ૧૬. મેં મોટો ચમચો લીધો. (મુકરર). ૧૭. કડીયો ઓજાર લઈ ગયો છે. (મુકરર) ૧૮. એક મરદ અને બે સ્ત્રી આવી પહોંચ્યાં છે.

સ્વરવાળા કાળ.

સાદો વર્તમાન કાળ 'આ' પ્રત્યયથી જણાવાય છે.

કેટલીક વાર ભૂતકાળ, 'લી' પ્રત્યયને બદલે 'આલી' પ્રત્યયથી બનાવાય છે.

કાળના સ્વર પ્રત્યય અગાડી •કર્તા પ્રત્યયો નીચે પ્રમાણે બને છે.

'ની' નો " ન્ (હું)
'વા' નો " વ્ (તું, તમે)
'ડુ' નો 'ટવ' (અમે)
'મ્' નો 'મ્વ્' (તમે)
'વા' નો 'વ્' તેઓ

'વ' અગર 'ચ' (તે) નો 'ય' અગર 'વ્ય' (તેઓ). કર્તા પ્રત્યયના ત્રીજા પુરૂષ એકવચનનો 'આ', કાળના 'આ' પ્રત્યય સાથે મળી જાય છે તેથી તેનોલોપથાય છે. આ બધું ખરેખર, તદ્દન સહેલું છે.

વર્તમાન કાળઃ– કાળનો પ્રત્યય, 'આ'.

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| વા વર્ગ | ની+આ+ટાકા<br>=નાટાકા<br>ઉ+આ+ટાકા<br>=વાટાકા<br>આ+આ+ટાકા<br>=આટાકા | ડુ+આ+ટાકા<br>=ટવા ટાકા<br>મ્+આ+ટાકા<br>=મ્વાટાકા<br>વા+આ+ટાકા<br>=વાટાકા |
| મી, વર્ગ | ઉ+આ+ટાકા<br>=વાટાકા | ઇ+આ+ટાકા<br>=યાટાકા |
| કી, વર્ગ | કી+આ+ટાકા<br>=ચાટાકા | વી+આ+ટાકા<br>=વ્યાટાકા |

આ કાળ અગાઉ પાના (૩૫) ઉપર આપેલ છે પણ તેના રૂપો કેમ બન્યા તેના વિષે કંઇપણ ખુલાસો ત્યાં આપેલો નથી. અહીંયાં જણાશે કે તે, બીજા કાળ 'મે', 'લી', 'ટા', અને 'ના', ની જેમ બને છે પણ અહીંયાં કાળ પ્રત્યય સ્વર હોવાથી ઝડપથી બોલવામાં કેટલાક દેખીતા ફેરફાર કરે છે.

આ સાદો વર્તમાન કાળ છે અને વર્તમાનમાં હંમેશાં આ કાળ વાપરવો જોઇએ સિવાય કે આપણે અચૂકપણે એમ જણાવવા માંગતા હોઇએ કે કૃત્ય બોલવાની વખતે ચાલુ બની રહ્યું છે.

| સાદો વર્તમાનકાળ | ચાલુ વર્તમાનકાળ |
|---|---|
| નાટાકા, મને જોઇએ છીએ. | નીનાટાકા, મને જોઇએ છે. |

મીટી યા આન્ગુકા હાપા કીલા સીકુ; ટાઝામા, મ્મોજા ઉના આન્ગુકા સાસા. અહીંયાં ઝાડ રોજ પડે છે; જુઓ ! હમણાં એક પડે છે.

ઘણાખરા શિખાઉ દરેક વખતે 'ના,' કાળ એટલે ચાલુ વર્તમાનકાળ વાપર્યા કરે છે; તેઓએ તેમ નહિ કરતાં ધ્યાન રાખવું જોઇએ, અને 'આ' પ્રત્યયનો (સાદો વર્તમાન) કાળ વાપરતાં શીખવું જોઇએ.

ભૂતકાળ માટે 'આલી' પ્રત્યય જ્યારે, 'લી' ને બદલે વપરાય છે ત્યારે ઉપર પ્રમાણે જ પ્રત્યયોના ફેરફાર થાય છે; અર્થ 'લી' વપરાય તેના જેવો જ રહે છે.

નીલી ટાકા, મને ખપતું હતું, નાલી ટાકા, મને ખપતું હતું.

ફક્ત ૧-લા પુરૂષ એક વચન સિવાય આ 'આલી' ભાગ્યેજ વપરાય છે એટલે કે નાલીટાકા, નાલીઓના, નાલીસેમા વગેરે સામાન્ય (રીતે વપરાશમાં) છે; પણ તમે કોઇને નીચે પ્રમાણે બોલતાં નહિ સાંભળો :

મ્વાલીઓના અગર ટ્વાલીસેમા; તેઓ 'લી' પ્રત્યય વાપરે છે મ્લીઓના; ટુલીસેમા.

## મનોયત્ન ૧૩

સ્વાહીલીમાં તરજુમો કરોઃ-

૧ પેલા માણસને મોટું વહાણ ખપે છે. ૨. મોટું આંબાનું ઝાડ પડયું. ૩. આ છરીને નવો હાથો જોઇએ છે. ૪. આ શિક્ષક વૃદ્ધોને ચાહે છે. ૫. કડીયાઓને થોડાં ઓજાર ખપે છે. ૬. વૃક્ષો નિશાળને ફરતાં છે. ૭. છરી તેને આનંદ પમાડે છે. ૮. જાદુગરોએ મને ધિક્કાર્યો. ૯. પરદેશીઓએ અમને બીવડાવ્યા. ૧૦. આ ઢાંકણાંઓ આ બે હાંડલાને ઢાંકે છે (સાદો વર્તમાનકાળ). ૧૧. તેઓએ ખડકો જોયા (મુકરર). ૧૨. આ ખોરાક તેમને આનંદ પમાડે છે. ૧૩. પુસ્તકો આવી પહોંચ્યા. ૧૪. તમે જન્મ્યા. ૧૫. ગઈ કાલે મેં બડાઈ કરી, આજે હું દિલગીર છું. ૧૬. હું દરરોજ સવારના છ બજે ઊઠું છું ૧૭. ઊંચાં વૃક્ષો પડયાં. ૧૮. તેણે દરવાજો બંધ કર્યો. (મુકરર). ૧૯. હું આ વૃદ્ધને ચાહું છું. ૨૦. અમે ચોરોને ધિક્કારીએ છીએ. ૨૧. તેઓએ ચાર કાળા માણસોને જોયા. (મુકરર) ૨૨. ચાર કાળા માણસોએ તેમને જોયા. ૨૩. નવું છાપરૂં મને આનંદ આપે છે, મને તે ગમે છે.

## છઠ્ઠી અગર કબજો બતાવનાર વિભકતી

જેમ ગુજરાતીમાં છઠ્ઠી વિભકતીના પ્રત્યયો ના, નો, ની, નું, છે તેમ સ્વાહિલીમાં 'આ' પ્રત્યય છે, (તેના યોગ્ય પ્રત્યયો સાથે).

ગુજરાતીમાં નો, ની, નું, ના, પ્રત્યય નામને છેડે આવે છે જ્યારે સ્વાહીલીમાં 'આ' પ્રત્યય પહેલાં આવે છે, જેમકેઃ-

મ્જી વા મ્ફાલ્મે, રાજાનું શહેર.

પ્રત્યય જેનો કબજો બતાવવાનો હોય તે વર્ગનો હોય છે. (ગુજરાતીમાં પણ નો; ની; નું, ના પ્રત્યય પણ તે પ્રમાણે જ લાગે છે. જેમકે મ્જી, મી, વર્ગનું એકવચન છે તો 'મી' વર્ગનો એકવચનનો પ્રત્યય લાગ્યો. ફરીથી ધ્યાન રાખી શીખોઃ-

કીટી ચા મ્ઝે-, વૃદ્ધની ખુરશી.
મ્કુકો વા મ્ઝે-, વૃદ્ધનું પાકીટ.
મીટી યા મ્ઝે-, વૃદ્ધનાં વૃક્ષો.
વીસુ વ્યા મ્ઝે-, વૃદ્ધની છરીઓ.

તેના યોગ્ય રૂપો નીચે પ્રમાણે છે.

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| વા, વર્ગ | વા | વા |
| મી, વર્ગ | વા | યા |
| કી, વર્ગ | ચા | વ્યા |

વાના વા મ્કાલીમાની, દુભાષિયાંનો પુત્ર એ. વ.
વાના વા કીપોફુ, આંધળાના પુત્રો બ. વ.

| | |
|---|---|
| ગ્ટી વા ગ્ઝુન્ગુ, | પાશ્ચાત્યનું. આડ.( એ. વ.) ની, |
| મીટીયા વાઝુન્ગુ, | પાશ્ચાત્યોનાં ઝાડો (બ. વ.) વર્ગ. |
| કીસુ ચા મ્પીશી, | રસોયાની છરી ( એ. વ.) કી, |
| વીસુ વ્યા વાલેવી, | દારૂડીયાઓની છરીઓ. વર્ગ. |
| | (બ. વ.) |

## મનોયત્ન ૧૪

સ્વાહીલીમાં તરજુમો કરો–:

૧ મેં પાશ્ચાત્યની છરી લીધી. (સુકરર) ૨ હું રાજાનું શહેર જોઇશ. (સુકરર) ૩ તમે વૃદ્ધના માથાને ઇજા કરશો. (સુકરર) ૪ મેં દારૂડીયાની જાકીટ શોધી છે. (સુકરર) ૫ અમે પાશ્ચાત્યની વાવને પસાર થઇ ગયા છીએ. (સુકરર) ૬ હું આગનો કાળો ધુમાડો જોઉં છું. (સાદો વ. સુકરર) ૭. તેઓ બહેરા માણસનાં પુસ્તકો બાળી નાંખે છે. (ચાલુ વ. સુકરર) ૮. રાજાના નોકરોએ માછીમારનું હોડકું લીધું. (સુકરર) ૯. જાદુગરની છરી અજાણ્યાના હાથને લાગી. (સુકરર) ૧૦. તેઓએ ડોલ (વહાણનો) સંતાડયો છે. (સુકરર) ૧૧ વૃદ્ધના સોગન. ૧૨. અજાણ્યાનાં નસીબો. ૧૩. આળસુ રસોયાની ચુંગી. ૧૪. મજૂરોના ભાર. (બ-વ.) ૧૫. રસોયાનો દરવાજો. ૧૬. બાળકોનાં બાણો. ૧૭ આંધળાનો પગ. ૧૮. ઢેડ ગરોળીની પૂંછડી. ૧૯. ચાંચડ બાળકના હાથને કરડયો છે. (સુકરર) ૨૦. પાશ્ચાત્યોના પગરખાં

### મિશ્ર વિશેષણો

નામ અને ક્રિયાપદના સામાન્ય રૂપના શબ્દને તેની અગાડી બદલાતો પ્રત્યય 'આ' લગાડવાથી, આ મિશ્ર

વિશેષણો થાય છે. (બને છે.)

રુ વા આકીલી, અકકલવાળો માણસ, બુદ્ધિશાળી માણસ.

કીસીવા ચા કુપેન્ડેઝા; આનંદ આપનાર ટાપુ, (રમણીય ટાપુ,)

મીસીબા ચા કુટોશા, પૂરતાં કમનશીબો.

આકીલી, કુપેન્ડેઝા, કુટોશા, ને બદલાતો 'આ' પ્રત્યય લગાડવાથી ઉપર કહેલાં વિશેષણો બન્યાં.

આવી જાતનાં વિશેષણો જેમ જોઈએ તેમ બનાવાય છે. તેમાંના નીચેનાં કેટલાંક ઘણાં જ ઉપયોગી છે.

| | |
|---|---|
| અડબાઉ, અશિક્ષિત, અભણ, અનાડી, | —આ કીશેન્ઝી. |
| કપટી, લુચ્ચો, યુક્તિબાજ, | —આ હિલા. |
| કાળાશ, | —આ ગીઝા. |
| કાયદેસર, | —આ હાકી. |
| કિંમતી, | —આ થામાની. |
| કોઇકનું, કોઈ બીજાનું, | —આ ગ્વેન્ગ્વે. |
| કોઈ બીજા માણસોનું (બ. વ.) | —આ વાહુ. |
| ખાનગી, | —આ સીરી. |
| ગરમ (ચીજને માટે) | —આ મોટો. |
| ગોળ વર્તુળ, | —આ ગ્વીરીન્ગે |

જંગલી, રાની. —આ મ્વીટુની.

જમણી તરફનું, ( —આ કુલીઆ,
—આ કુઉમે.

ઠંડુ, —આ બારીડી.

ડાબે પડખે (પડખાનું,) —આ કુશોટો.

નસીદાર, —આ બાહાટી,; આ હેરી.

નિયમીત, —આ કાવાઇડા.

પહેલું, —આ કવાન્ઝા.

પ્રાચીન, અસલનું, પુરાણું.—આ કાલે.

બીજો, —આ પીલી.

માનુષી, —આ કીબીનંઆડામુ.

વિલાયતી, પાશ્ચાત્ય, —આ કીઝુન્ગુ.

સત્ય, —આ ઠવેલી.

સુધરેલો, —આ કીઉંગ્વાના.

શાશ્વત, —આ મીલેલે.

ક્રમવાચક સંખ્યા તેવીજ ઢબથી બને છે.

પહેલો ,—આ કવાન્ઝા. નવમો, —આ કેન્ડા (આ ટીસા)

બીજો, —આ પીલી. દસમો, —આ કુમી.

ત્રીજો, —આ ટાટુ. અગીઆરમો,
—આ

ચોથો, —આ ન્ને.

પાંચમો, —આ ટાનૅ —આ

છઠ્ઠો, —આ સી —આ

સાતમો, —આ

આઠમો, —આ

સામો(મું), —આ બીઆ.
છેલ્લું, —આ મ્વીશો.

## મનોયત્ન ૧૫

સ્વાહીલીમાં તરજુમો કરોઃ—

૧. આ પુસ્તકો અસલનાં છે. ૨. તે સુધરેલા માણસોને મળશે. ૩. તમે બીજા માણસોની ચીજો લીધી છે? ૪. અમે દરેક ચોથું વૃક્ષ કાપ્યું છે. ૫. નોકર ઠંડુ પાણી લાવ્યો છે, મને ગરમ જોઇતું હતું. ૬. હું તમને દરેક સાતમે દિવસે ચુકવીશ. (લીપા વાપરો) ૭. એક શીલીંગ સો સેંટ છે, અહીંયાં તમે નવાણું લાવ્યા છો, સોમો કયાં છે? ૮. કપટી લોકો બીજાને છેતરવાને શકિતમાન હોય છે. ૯. નસીબદાર માણસ આબાદ થયો છે. ૧૦. તેઓએ પહેલું શહેર બાળ્યું, પરંતુ તેઓ બીજાને વટી ગયાં. ૧૧. આ હાંડલું કોઈ બીજાનું છે. ૧૨. તે ડાબી બાજુનાં દરવાજેથી અંદર આવશે. ૧૩. વફાદાર નોકર પ્રમાણિક શેઠને ચાહે છે. (સાદો વ.) ૧૪. કડીયાએ છૂપો ઓરડો બાંધ્યો. ૧૫. અમે હવે પૂરતી રમતો રમ્યા છીએ. ૧૬. અહીંયા તાડનાં ઝાડ ઘણાં આનંદ દાયક છે. ૧૭. હું આને કિંમતી પુસ્તક ગણું છું.

## સંબંધી સર્વનામ(કબજો બતાવનાર)

સંબંધી સર્વનામ (કબજો બતાવનાર) ન બદલાય તેવા શબ્દોના ભાગનાં બનેલાં છે. જેની આગળ યોગ્ય એટલે બંધ બેસતા પ્રત્યયો (વા, વર્ગ, મી, વર્ગ કી, વર્ગના કે જે 'આ' પ્રત્યય આગળ આવે છે તે) લગાડાય છે;

| | |
|---|---|
| જંગલી, રાની. | —આ મ્વીટુની. |
| જમણી તરફનું, | —આ કુલીઆ, —આ કુઉમે. |
| ઠંડુ, | —આ બારીડી. |
| ડાબે પડખે (પડખાનું,) | —આ કુશોટો. |
| નસીદાર, | —આ બાહાટી,; આ હેરી. |
| નિયમીત, | —આ કાવાઇડા. |
| પહેલું, | —આ કવાન્ઝા. |
| પ્રાચીન, અસલનું, પુરાણું. | —આ કાલે. |
| બીજો, | —આ પીલી. |
| માનુષી, | —આ કીબીનંઆડામુ. |
| વિલાયતી, પાશ્ચાત્ય, | —આ કીઝુન્ગુ. |
| સત્ય, | —આ કવેલી. |
| સુધરેલો, | —આ કીઉંગ્વાના. |
| શાશ્વત, | —આ મીલેલે. |

ક્રમવાચક સંખ્યા તેવીજ ઢબથી બને છે.

| | | | |
|---|---|---|---|
| પહેલો, | —આ કવાન્ઝા. | નવમો, | —આ કેન્ડા (આ ટીસા) |
| બીજો, | —આ પીલી. | દસમો, | —આ કુમી. |
| ત્રીજો, | —આ ટાટુ. | અગીઆરમો, | —આ ઇંડાશારા. |
| ચોથો, | —આ ન્ને. | | |
| પાંચમો, | —આ ટાનો. | બારમો, | —આ થીનાશારા. |
| છઠ્ઠો, | —આ સીટા. | વીસમો, | —આ ઇશીરીની. |
| સાતમો, | —આ સાબા. | | |
| આઠમો, | —આ નાને. | | |

સોમો(મું), —આ મીઆ.
છેલ્લું, —આ મ્વીશો.

## મનોયત્ન ૧૫

સ્વાહીલીમાં તરજુમો કરોઃ—

૧. આ પુસ્તકો અસલનાં છે. ૨. તે સુધરેલા માણસોને મળશે. ૩. તમે બીજા માણસોની ચીજો લીધી છે? ૪. અમે દરેક ચોથું વૃક્ષ કાપ્યું છે. ૫. નોકર ઠંડુ પાણી લાવ્યો છે, મને ગરમ જોઇતું હતું. ૬. હું તમને દરેક સાતમે દિવસે ચુકવીશ. (લીપા વાપરો) ૭. એક શીલીંગ સો સેંટ છે, અહીંયાં તમે નવાણું લાવ્યા છો, સોમો કયાં છે? ૮. કપટી લોકો બીજાંને છેતરવાને શકિતમાન હોય છે. ૯. નસીબદાર માણસ આબાદ થયો છે. ૧૦. તેઓએ પહેલું શહેર બાળ્યું, પરંતુ તેઓ બીજાને વટી ગયા. ૧૧. આ હાંડલું કોઈ બીજાનું છે. ૧૨. તે ડાબી બાજુના દરવાજેથી અંદર આવશે. ૧૩. વફાદાર નોકર પ્રમાણિક શેઠને ચાહે છે. (સાદો વ.) ૧૪. કડીયાએ છૂપો ઓરડો બાંધ્યો. ૧૫. અમે હવે પૂરતી રમતો રમ્યા છીએ. ૧૬. અહીંયા તાડનાં ઝાડ ઘણાં આનંદ દાયક છે. ૧૭. હું આને કિંમતી પુસ્તક ગણું છું.

## સંબંધી સર્વનામ(કબજો બતાવનાર)

સંબંધી સર્વનામ (કબજો બતાવનાર) ન બદલાય તેવા શબ્દોના ભાગનાં બનેલા છે. જેની આગળ યોગ્ય, એટલે બંધ બેસતા પ્રત્યયો (વા, વર્ગ, મી, વર્ગ કી, વર્ગના કે જે 'આ' પ્રત્યય આગળ આવે છે તે) લગાડાય છે;

સંબંધી સર્વનામોના શબ્દોના ન બદલાતા ભાગ.

| | |
|---|---|
| –આન્ગુ, મારૂં | –એટુ, અમારૂં |
| –આકો, તારૂં અગર તમારૂં | –એનું, આપનું, તમારૂં |
| –આકે, તેનું, તેણીનું. | –આઓ, તેઓનું |

સ્વાહીલીમાં સંબંધી સર્વનામ હંમેશા કબજાવાળી ચીજના નામ પછવાડે આવે છે (વપરાય છે). અને તે (સંબંધી સર્વનામ)ના શરૂઆતના અક્ષરો જે વર્ગના શબ્દ પછી તે વપરાય છે તેના પ્રમાણે (એટલે કે કબજાવાળી ચીજના વર્ગ પ્રમાણે) બદલાય છે, જેમકેઃ–

| | | | |
|---|---|---|---|
| મ્ટુ વાકે, | તેનો માણસ. | મ્કે વાન્ગુ, | મારી સ્ત્રી. |
| વાટુ વાકે, | તેના માણસો. | વાટુ વાકો, | તમારા માણસો |
| મ્ટી વાકે, | તેનું વૃક્ષ. | મ્જી વાકે, | તેનું શહેર. |
| મીટી યાકે, | તેનાં વૃક્ષો. | મીટી યેટુ, | અમારાં વૃક્ષો. |
| કીસુ ચાકે, | તેની છરી. | કીસુ ચેનુ, | તમારી છરી. |
| વીસુ વ્યાકે, | તેની છરીઓ. | વીટુ વ્યાઓ, | તેઓની વસ્તુઓ. |

રૂપ '–આઓ' ફક્ત જ્યારે ચેતનવાળા પ્રાણીઓનો કબજો (તેઓ) ધરાવે છે એમ બનાવવું હોય ત્યારે જ વપરાય છે. બાકી બીજા બધા કિસ્સામાં, એકવચનમાં તેમજ બહુ વચનમાં પણ, '–આકે' વપરાય છે.

(ઉપલા ઉદાહરણોથી સમજી શકાયું હશે કે સંબંધી સર્વનામને કબજાવાળી ચીજના વર્ગ પ્રમાણે પ્રત્યયો લગાડવામાં આવેલા છે. પ્રત્યયો માટે જુઓ પાનું ૭૩)

ધ્યાનમાં રાખવાનું કે આ પ્રત્યયો, સ્વરની અગાડી સર્વનામના પ્રત્યયો જેવા વપરાય છે તેવા છે.

સ્વરની આગળ 'ઉ' અને 'ઇ' નો 'વ્' અને 'ય્' થાય છે તથા 'કી' અને 'વી' નો 'ચ્' અને 'વ્ય' થાય છે. તેમ છતાં વા, વર્ગ એકવચનમાં, 'વાન્ગું', 'વાકો' વગેરે કહેવાય છે; કારણ કે 'વ્યાંગુ', (ય્) 'વ્યાકો' વગેરે ઉચ્ચાર કરવાનું મુશ્કેલ છે. બહુવચનમાં, 'વાન્ગુ', 'વેટુ', 'વેનુ' થાય છે. સ્વરના ધારા માટે જૂઓ પાનું (૬૪)

## મનોયત્ન ૧૬

સ્વાહીલીમાં તરજૂમો કરોઃ—

૧. અમારા શિક્ષકે તમારા છોકરાને શીખવ્યું છે. ૨. પાશ્ચાત્યોએ તેઓના તાડના ઝાડ કાપી નાંખ્યાં છે. ૩. મારી નારીયેળી ફળ આપે છે. (ચાલુ વ.) ૪. તેની છરી તીક્ષ્ણ છે. ૫. તેનું બાણ મને વાગ્યું. ૬. તેઓનું મોટું વહાણ ડૂબ્યું છે. ૭. તેઓને તેઓનો ખોરાક ગમ્યો. ૮. અમારી નિશાળ પડી ગઇ છે. ૯. તમારા વૃક્ષો મને આનંદ આપે છે. ૧૦. વૃદ્ધને મારી જાકીટ ખપે છે. (સાદો વ.) ૧૧. મારૂં માથું મને દુઃખે છે. (ચાલુ વ.) ૧૨. મારો હાથ ઠેકગરોળીને અડે છે. (ચાલુ વ.) ૧૩. હું તેનો હાથો જોઉં છુ. (સાદો-વ. મુકરર) ૧૪. મેં તેની ટોપલી ઊંચકી લીધી. ૧૫. તમારા ભાર (બ. વ.) વજનદાર છે. ૧૬. તમે અમારી પાઘડી લેશો. ૧૭. હું તમારા બાણો છોડી દઇશ. ૧૮. તેઓની રમતોએ અમને આનંદ આપ્યો છે. ૧૯. તમને (બ. વ.) અમારૂં શહેર ગમશે. ૨૦. અમારા લોકો પરદેશીઓને ધિક્કારે ૨૧. તેણે મારી છરી સંતાડી છે. ૨૨. મારો માણસ નમાઝી

જાકીટ ધૂવે છે. (ચાલુ. વ.) ૨૩. તેઓનાં ભાલાં લાંબાં છે. ૨૪. માછીમારનું હૃદય હલકું છે. ૨૫. તેઓની આગનો ધૂમાડા ઘણો છે.

## સંબંધી કર્મ

જ્યારે કોઈ પણ માણસના શરીરને કંઈ કરવામાં આવેલું હોય અને તેથી તેના શરીરના કોઈ ભાગને (અવયવને) ઇજા અગર નુકશાન થયું હોય તો ગુજરાતીમાં આમ કહેવાય છે, મારી આંખને માર્યું (વગાડ્યું), મારા હાથને બાંધ્યાં પરંતુ સ્વાહીલીમાં મારૂં, તમારૂં (અગર કોઈ મનુષ્યનું) એમ નહિ વપરાતાં તેને માટેનો યોગ્ય કર્મ પ્રત્યય લગાડાય છે અને પછી શરીરના જે ભાગને ઇજા અગર નુકશાન થયું હોય તેને માટેનો શબ્દ આવે. દાખલા તરીકેઃ–

આલીનીપીગા જીચો, તેણે મારી આંખને માર્યું.
આલીનીફુન્ગા મીકોનો, તેણે મારા હાથ બાંધ્યા.

અહીંયાં 'ની' પ્રત્યય 'મારી' અને' મારા' માટે વપરાયો છે.

## મનોયત્ન ૧૭

સ્વાહીલીમાં તરજુમો કરોઃ–

૧. મેં તેના પગને માર્યું (લગાડ્યું). ૨. તેણે મારા માથાને માર્યું. ૩. મેં તેના પગ બાંધ્યા. ૪. તેણે મારા હાથને (બ. વ.) ઇજા કરી. ૫. બાળકે તેની આંગળીને બટકું ભર્યું. ૬. છરી મારા હાથને અડી. ૭. તે (સ્ત્રીએ)

મારા હાથને વિખોરડા ભર્યા. ૮. શિક્ષકે બાળકના હાથ (બ.વ.) છોડયા. ૧૩. તેણે તેની પોતાની આંખને ઇજા કરી છે. ૧૪. તે તેના પોતાના હાથ બાંધશે. ૧૫. મેં મારો પગ કાપ્યો છે.

## * તદ્‌ભવ તદ્ધિત પ્રત્યયના સર્વનામો.

**(નોંધઃ**—ઉપરના મથાળાને સમજવાની માથાકુટ કર્યા વગર પણ નીચે લખેલો ખુલાસો બસ છે).
બધા; વાળું (એટલે સહિત); મેળે; તેની મેળેઃ—

ચોટે, બધા આખું;—એન્યે (એયે), વાળું (સહિત), એન્યેવે (યેયેવે), મેળે (એ. વ. અને બ. વ.)

એ શબ્દોને સંબંધી સર્વનામના જે પ્રત્યયો છે તે પ્રત્યયો લગાડાય છે (વા, વર્ગના સિવાય). તેની પોતાની મેળે, મારી પોતાની મેળે, તેઓની પોતાની મેળે વગેરે દર્શાવવા માટે 'પેકે' શબ્દ વપરાય છે અને ત્યારપછી યોગ્ય સંબંધી સર્વનામ આવે છે.

| | |
|---|---|
| વાટુ ચોટે, | બધા લોકો. |
| મ્ટી ચોટે, | આખું ઝાડ. |
| મીટી ચોટે, | બધાં વૃક્ષો. |
| કીસુ ચોટે, | આખી છરી. |

* તદ્‌ભવ તદ્ધિત પ્રત્યય માટે જો વધારે ખુલાસાની ઉત્કંઠા હોય તો 'ગુજરાતી ભાષાનું બૃહદ્ વ્યાકરણ', રાવ બહાદુર ક. પ્રા. ત્રિવેદી. બી. એ. કૃત, પાનું ૩૦૦, ૩૧૩, અને ૩૧૪ જુઓ.

| | |
|---|---|
| વીસુ બ્યોટે, | બધી છરીઓ. |
| મ્હુ મ્વેન્યે માલી, | માલવાળો માણુસ. |
| વાટુ વેન્યે માલી, | માલ(મીલ્કત)વાળા માણસો. |
| મ્ટી વેન્યે માન્નની, | પાદડાંવાળું વૃક્ષ. |
| મીટી ચેન્યે માન્નની, | પાંદડાવાળાં વૃક્ષો. |
| કીસુ ચેન્યે કીપીની, | હાથાવાળી છરી. |
| વીસુ બ્યેન્યે વીપીની, | હાથાવાળી છરીઓ. |
| મીમી મ્વેન્યેવે, | હું જાતે (પોતે). |
| સીસી વેન્યેવે, | અમે જાતે (પોતે). |
| મ્હુ મ્વેન્યેવે, | માણુસ જાતે (પોતે). |
| વાટુ વેન્યેવે, | માણસો જાતે (પોતે). |
| મ્ટી વેન્યેવે, | વૃક્ષ પોતે. |
| મીટી ચેન્યેવે, | વૃક્ષો પોતે. |
| કીસુ ચેન્યેવે, | છરી પોતે. |
| વીસુ બ્યેન્યેવે, | છરીઓ પોતે. |
| મ્હુ પેકે યાકે, | માણુસ પોતાની મેળે. |
| વાટે પેકે યાઓ, | માણસો પોતાની મેળે. |
| મીમી પેકે યાન્ગુ, | મેં મારી મેળે. |
| વેવે પેકે યાકો, | તમે તમારી મેળે. |
| સીસી પેકે યેટુ, | અમે અમારી મેળે. |
| નીન્યી પેકે યેનું, | તમે તમારી મેળે. |
| કીસુ પેકે યાકે, | છરી પોતાની મેળે. |
| વીસુ પેકે યાકે, | છરીઓ પોતાની મેળે. |

શબ્દ '–ઓટે'ના પહેલા પુરૂષના અને બીજા પુરૂષના

બહુવચનના ખાસ રૂપો છે, અને ભેળાં, સાથે, એ અર્થમાં પણ વપરાય છે. જેમકે-

| | |
|---|---|
| સીસી સોટે, | અમો બધા અગર અમો સાથે. |
| નીન્ચી ન્યોટે, | તમે બધા અગર તમો સાથે. |
| ટ્વેન્ડે સોટે, | ચાલો આપણે સાથે જઈએ. |
| વોટે વાવીલી, | બન્ને અગર બેય સાથે. |

—એન્યે(—એયે) શબ્દોનો અર્થ દરેક રીતમાં '—વાળુ' એવો થાય છે જેથી ઘણી વખત તરજુમો કરતી વખતે (ગુજરાતીમાં) દર્શક 'જે' અગરતો 'સાથે' નો ઊપયોગ કરવો જોઈએ. જેમકેઃ—

| | | |
|---|---|---|
| મ્ટુ મ્વેન્યે | કુપેન્ડા, | મનુષ્ય જે ચાહે છે. |
| મીટી યેન્યે | કુઝા—, | વૃક્ષો જે ફળ આપે છે: |
| કીટાન્ડા ચેન્યે | ગોડોરો, | ગાદલાંવાળો ખાટલો; |
| | | ગાદલાં સાથેનો ખાટલો. |

'પેકે' તેના સંબંધી (કબજો ધરાવનાર) સર્વનામ સાથે હોય ત્યારે તેનો તરજુમો 'એકલો' અગર 'માત્ર' કરવાથી પણ થાય છે.

સૂચના :— પહેલી. વિશેષણના પ્રત્યયો વા, વર્ગની સાથે વપરાયા છે, સર્વનામના પ્રત્યયો બીજા બધા વર્ગો સાથે વપરાયા છે.

સૂચના :— બીજી. અહીંયાં 'પેકે' સાથે જે પ્રત્યયો વપરાયા છે. તે 'ન્' વર્ગના છે જેનો ખુલાસો આગળ ઉપર આવશે.

સૂચના :— ત્રીજી. આપણે 'વાટુ પેકે યાઓ' એમ કહીએ છીએ પણ 'વીસુ પેકે યાકે.' એમ કહીએ છીએ કારણ કે 'વાટુ' ચેતનવાળા પ્રાણીઓ છે 'વીસુ' ચેતનવાળા પ્રાણીઓ નથી.

## મનોયત્ન ૧૮

સ્વાહીલીમાં તરજુમો કરોઃ-

૧. બધા લોકો. ૨. બધી ચીજો. ૩. બધાં ઝાડ. ૪. અંતવાળી બધી ચીજો. ૫. બધાં વૃક્ષો પોતાની મેળે. ૬. મેં તેને પોતાને જોયો. ૭. મેં આ બન્ને માણસોને જોયા. ૮. હું મારી મેળે આ પાણીની માટલી ઉપાડવાને શકિતમાન છું. ૯. તમે (બ. વ.) અમને બધાને જોયા. ૧૦. તેઓ બધા દોડી જશે. ૧૧. તેઓ બધાં ભાલાંઓ (મુકરર) ફેંકશે. ૧૨. ચોર લોકો અમારી બધી પાઘડીઓ લઇગયા. ૧૩. અમે તે બધી પાઘડીને શોધી છે. (મુકરર) ૧૪. મેં ત્રણ પડછાયા જોયા, તમે માત્ર એકજ જોયો. ૧૫. મેં બે રૂખડવાનાં વૃક્ષો જોયાં, તમે તે બધાં જોયાં. ૧૬. મેં જાતે દરિયાઈ ઘોડાને જોયો. (મુકરર) ૧૭. મેં પર્વતોને પોતાને જોયા. (મુકરર) ૧૮. પાઘડીવાળા માણસોએ મને કહ્યું. ૧૯. પૂંછડીવાળી ઢેડગરોળી. ૨૦. ઘણાં કાંટાવાળું વૃક્ષ. ૨૧. મેં છત્રીવાળા ૭ વૃદ્ધોને (મુકરર) કહ્યું. ૨૨. પાશ્ચાત્ય પોતે સુંદર હાથાવાળા બધા ભાલાં લઈ ગયો. (મુકરર) ૨૩. હું મારી મેળે ઊભો. ૨૪. અમે સાથે જોયું. ૨૫. ચમચાઓ તેમની મેળે દડી ગયા. ૨૬. જાદુગરે તે બધાને (ચમચાને) જોયા. ૨૭. જાદુગરે બન્ને ચોરને ઠગ્યા. (મુકરર) ૨૮. તેઓ બધાએ શોધ કરી. ૨૯. આખો ચંદ્રમાં દેખાય છે. (પ્રત્યક્ષ છે) ૩૦. બધાં વહાણો ડૂબશે. ૩૧. પુસ્તકો બધાં મોટાં છે. ૩૨. ભારવાળા બધા મજૂરો આજે ઉપડશે. (ઓન્ડોકા, વાપરો)

## સંબંધ બતાવનાર.

સંબંધી સર્વનામ (સાપેક્ષ સર્વનામ; જે,તે.) સ્વાહીલીમાં ક્રિયાપદમાં પ્રત્યય ઉમેરવાથી દર્શાવાય છે. તેના યોગ્ય રૂપોઃ–

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| વા, વર્ગ. | યે | ઓ |
| મી, વર્ગ. | ઓ | યો |
| કી, વર્ગ. | ચો | વ્યો |

આ પ્રત્યય કાળના પ્રત્યય પછી આવે છે. આ પ્રત્યયો ચાલુ વર્તમાન કાળના પ્રત્યય 'ના', ભૂતકાળના 'લી', અને ભવિષ્યકાળના પ્રત્યય સાથે વપરાય છે.

ભવિષ્યકાળના પ્રત્યય પછી આ (સંબંધી સર્વનામ) પ્રત્યય આવે ત્યારે ભવિષ્યકાળનો પ્રત્યય 'ટા' ને બદલે 'ટાકા' થાય છે.

જો કર્મ પ્રત્યય પણ હોય તો કર્મ પ્રત્યય, સંબંધી પ્રત્યય પછી આવે છે.

જેમકેઃ–

મ્ટુ આનાયેસીમામા, માણુસ જે ઉભો છે.
વાટુ વાનાઓસીમામા, માણુસો જે ઉભા છે.
મ્ટી ઉનાઓઆન્ગુકા, વૃક્ષ જે પડે છે.
મીટી ઇનાયોઆન્ગુકા, વૃક્ષો જે પડે છે.
કીટુ કીનાચોઆન્ગુકા, ચીજ જે પડે છે.
વીટુ વીનાવ્યોઆન્ગુકા, ચીજો જે પડે છે.
મ્ટુ આલીયેસીમામા, માણુસ જે ઉભો હતો.

| | |
|---|---|
| વાટુ વાલીઓાસીમામા, | માણુસો જે ઉભા હતા. |
| ર્ટી ઉલીઓઆંગુકા, | વૃક્ષ જે પડયું. |
| મીટી ઇલીયોઆંગુકા, | વૃક્ષો જે પડયાં. |
| કીટુ કીલીચોઆંગુકા, | ચીજ જે પડી. |
| વીટુ વીલીવ્યોઆંગુકા, | ચીજો જે પડી. |
| મ્ટુ આટાકાયેસીમામા, | માણુસ જે ઉભશે. |
| વાટુ વાટાકાઓસીમામા, | માણુસો જેઓ ઉભશે. |
| રટી ઉટાકાઓસીમામા, | વૃક્ષ જે પડશે. |
| મીટી ઇટાકાયોસીમામા, | વૃક્ષો જેઓ પડશે. |
| કીટુ કીટાકાચોઆંગુકા, | ચીજ જે પડશે. |
| વીટુ વીટાકાવ્યોઆંગુકા, | ચીજો જે પડશે. |

વા, વર્ગમાં, ત્રીજા પુરૂષના સંબંધી પ્રત્યયો પહેલા અને બીજા પુરૂષોમાં પણ વપરાય છે.

| | |
|---|---|
| નીલીયેમ્વોના, | મેં જેણે તેને જોયો. |
| ઉલીયેમ્વોના, | તેં (તમે) જેણે તેને જોયો. |
| ટુલીઓમ્વોના, | અમે જેણે તેને જોયો. |
| મ્લીઓમ્વોના, | તમે જેણે તેને જોયો. |

સંબંધી પ્રત્યયો પ્રશ્નાર્થ સાથે બહુજ વપરાય છે.

આલીયેનીપીગા નાની ? કોણે મને માર્યું ?
નીની આલીયેકુઇટા? કોણે તમને બોલાવ્યા?

## મનોયત્ન ૧૯

સ્વાહીલીમાં તરજુમો કરોઃ—

૧. પરમેશ્વર જે મને જુએ છે. ૨. તમે જે પર-

મેશ્વરને ભજે છે. ૩. મનુષ્યો જેણે ઘણા દેવોને ભજ્યાં ૪. પડછાયો જે પસાર થાય છે. (ચાલુ વ.) ૫. સ્ત્રીઓ જે પાણીની માટલીઓ ઊચકીને લઇ જાય છે. (ચાલુ વ.) ૬. માણસ જે ભાલું ફેંકશે. ૭. ભાલુ જે મને લાગશે. ૮. તમે (કે) જે, ભાલાને જોશો. ૯. તેનું ભાલું જે મને મારશે (જાનથી). ૧૦. તેઓ જે તેને જાણે છે. ૧૧. વૃક્ષો (મુકરર) જે પડશે (તેને) તેઓ જાણશે. ૧૨. વૃક્ષો જે પડશે તે તમારા છાપરાને કચડશે. (દાબી દેશે) ૧૩. માણસ જે ખુરશી લાવ્યો. ૧૪. ખુરશી જે ભાંગેલી હતી. ૧૫. તે (કે) જેણે ખુરશી ભાંગી (મુકરર) ૧૬. તેના ચોકીદારો જે તેને મારશે. ૧૭. બાળકો જે હસશે. ૧૮. ઢોર ચારનાર જે દોડી જશે. ૧૯. પાશ્ચાત્ય જે, નદીને ઓળંગશે. (મુકરર) ૨૦. પાશ્ચાત્ય જે ડૂબશે. ૨૧. નોકરો જેને રતાળુ બહુ ગમ્યા. ૨૨. રતાળુ જે બગડી જાય છે. (ચાલુ વ.) ૨૩. દ્રાક્ષની વેલ (કે) જે ફળ આપે છે. ૨૪. તાડનું ઝાડ જેણે ફળ આપ્યું તેને મેં જોયું. ૨૫. ગૂમડું જે, તેને દુઃખ આપે છે (ચાલુ વ.) તેને તમે જોશો. ૨૬. માંદા માણસો જે અજાયબ પામશે. ૨૭. દાકતર જે તેઓને સાજા કરશે. ૨૮. મૂર્ખાઓ (કે) જે, જે જાદુગરે તેમને છેતર્યા, તેને ચૂકવશે. (જાદુગર, મુકરર) ૨૯. જુવાન જે પોતાની સ્ત્રીને ચાહે છે. ૩૦. શિક્ષક જેણે તેના બાળકોને ચાહ્યા. ૩૧. રસોયો જેણે મારી રસોઇ પકાવી. ૩૨. નોકર જે મારો ખોરાક લાવ્યો. ૩૩. ખરાબ ખોરાક જેણે બાપાને મારી નાંખ્યા.

આ મનોયત્ન લખી લીધા પછી આવા લાંબા શબ્દો લઇ અભ્યાસની ખાતર નીચે પ્રમાણે તેના ભાગ પાડો.

| આ | લી | યે | ની | લીપા |
| --- | --- | --- | --- | --- |
| કર્તા (પ્રત્યય) | કાળ (પ્રત્યય) | સંબંધી (પ્રત્યય) | કર્મ (પ્રત્યય) | ક્રિયાપદનું મૂળ |

**ક્રિયાપદની અંદર** સંબંધી પ્રત્યયનો ઉપયોગ બેશક મુશ્કેલી ભરેલો લાગશે. આવી જાતનો ઉપયોગ આપણી વિચારશૈલીથી તદ્દન નિરાળો છે, અને તેનો ઉપયોગ કરતા ટેવાઇ જવા માટે કોઈ પણ અભ્યાસીને જરૂર વખત લાગશે. પણ તેમ છતાં પણ આવી જાતની વાકય રચના ઘણી જ સુંદર–સુઘડ છે.

અને ખરી રીતે જોતાં આપણે ફકત એક જાતના વધારે પ્રત્યયોજ શીખવાના રહે છે કે જે બધાં (વા, વર્ગના એકવચન સિવાયના) ને છેડે 'ઓ' આવે છે. ક્રિયાપદના શબ્દના થડ આગળ જે પ્રત્યયો લાગે છે તેનો ક્રમ ધ્યાનમાં રાખવાની કોશિષ કરોઃ–

૧ કર્તા પ્રત્યય.
૨ કાળ પ્રત્યય.
૩ સંબંધી પ્રત્યય.

૪ કર્મ પ્રત્યય.
૫ ક્રિયાપદનો શબ્દ.

'કંકાશી કાકી' યાદ રાખશો તો આને માટે તે ધ્યાનમાં રાખવાની ચાવી સમાન નીવડશે.

કંકાશી નો ૧ લો'ક' કર્તા પ્રત્યય યાદ કરવા માટે.
" " ૨ જો 'કા', કાળ " " " "
" " ૩ જો 'શી', સંબંધી " " " "
કાકી " ૪ થો 'કા', કર્મ " " " "
" " ૫ મો 'કી', ક્રિયાપદનું થડ " " "

જ્યારે સંબંધી સર્વનામ ક્રિયાપદના કર્મને સૂચવતું હોય ત્યારે તેજ પ્રત્યયો વાપરવામાં આવે છે અને યોગ્ય કર્મ પ્રત્યય લગાડવામાં આવે છે.

| | | | | |
|---|---|---|---|---|
| મ્ટુ | નીલીયેમ્વોના, | માણસ | જેને | મેં જોયો. |
| મ્ટી | નીલીઓઉકાટા, | વૃક્ષ | જે | મેં કાપ્યું. |
| મીકુકી | નીલીયોઇનુનુઆ, | ભાલાં | જે | મેં ખરીદ્યાં. |
| કીસુ | નીલીચોકીનુનુઆ, | છરી | જે | મેં ખરીદી. |

## મનોયત્ન ૨૦

સ્વાહીલીમાં તરજુમો કરોઃ- (આ મનોયત્નમાં દરેક વાકયનાં શરૂઆતના શબ્દો મુકરર છે.)

૧. આંગળી જે તમેં દુઃખાવી. ૨. ખાટલો જે તમે ભાંગ્યો. ૩. હાડકું જે તેણે ઉપાડયું. ૪. પુસ્તક જે તેઓએ લીધું. ૫. સીમા જે તમે પસાર કરશો. ૬. ભાર (બ.વ.) જે મજૂરો ઊંચકીને લઇ ગયા. ૭. બાળક જેને તેઓ મારી નાખે છે. (જાનથી) (ચાલુ વ.) ૮. પાશ્ચાત્યો જેઓને તમે જોશો. ૯ આંગળી જે તેણે કરડી.

૧૦ પરદેશી જેને તેઓ (માર) મારે છે. (ચાલુ વ.) ૧૧ ટેકરી જે તમે જોઇ. ૧૨ દરિયાઇ ઘોડો જે તેઓએ મારી નાંખ્યો. (જાતથી) ૧૩ છાપરૂં જે તેણે બાંધ્યું. ૧૪ વૃદ્ધ માણસ જેને તેઓએ ધકકો માર્યો ૧૫ ડુંગળી જે તમને (ભ. વ.) ગમી. ૧૬ ટુકડા જે તમને (ભ. વ.) મળશે. ૧૭ વાંસ જે તમે અહીંયાં મૂકશો.

## સામાન્ય સંબંધ

સંબંધી પ્રત્યય ક્રિયાપદ સાથે કાળના પ્રત્યય વગર પણ જોડવામાં આવે

કર્તા પ્રત્યય, ક્રિયાપદના થડની પહેલાં આવવો જોઇએ અને સંબંધી પ્રત્યય ક્રિયાપદના થડની પછી આવવો જોઈએ. કર્મ પ્રત્યય, કર્તા પ્રત્યય અને ક્રિયાપદના થડની વચ્ચે મૂકવામાં આવે છે.

નીવેઝાયે, હું જે શકિતમાન (છું).
વારૂકાઓ, તેઓ જે ઉડે છે= ઉડની ચીજો.
આસીકીઆયે, તે જે સાંભળે છે= સાંભળનાર.
મ્પીટાઓ, તમે (કે) જે પસાર થાઓ છો=
તમે વટેમાર્ગુઓ (પસાર થનાર).
કીવીરીન્ગાયો, તે જે ગોળ છે= ગોળ ચીજ.
કીટામ્બા–ચો, જીવડું (કીડો).
મ્તુ ઉમ્પેન્ડાયે, માણસ જેને તમે ચાહો છો=
તમારો પ્રેમી.
વેવે ઉમ્પેન્ડાયે, તમે (કે) જે તેને ચાહો છો=
તમે તેના પ્રેમી.

સ્વાહીલીમાં ભાષામાં સંબંધી સર્વનામ વાપરવું જ જોઇએ (ગુજરાતી ભાષામાં પણ વપરાય છે. અંગ્રેજી ભાષામાં અધ્યાહાર રહે છે.)

૨૮ નીલીયેમ્વોના=માણસ જે મેં જોયો
૨૯ નીમ્વોનાયે =માણસ જે હું જોઉં છું.

## મનોયત્ન ૨૧

સ્વાહીલીમાં તરજુમો કરો–

૧ માણસ જેને તમે ચાહો છો તે પાછો આવેલો છે. ૨ માણસ જેનાથી તમે બીવો છો તે સારો થયો છે. (માંદગીમાંથી) ૩ દેવતા (આગ) જે અહીંયાં સળગે છે તે, બટેટા જે તમે તમે લઇ આવો છે તેને પકાવશે. (બટેટા, મુકરર) ૪ હું આજે જે રસોઇ પકાવું છું તે બધી તમને મળશે. ૫ પુસ્તકો જે તમે વાંચો તે તમને મદદ કરશે. (પુસ્તકો, મુકરર) ૬ હું આશા રાખું છું કે તમે જે છરી શોધો છે તે તમને જડશે. (છરી, મુકરર) ૭ દરવાજો જે (હું) ઉઘાડું છું તે હું બંધ કરીશ. (દરવાજો, મુકરર)

## સ્થળ સંબંધી

(જ્યાં, ત્યાં, અહીં, અહીંયાં; કયાં, કયાંથી, જ્યાંથી ત્યાંથી, અહીંથી)

સંબંધી ક્રિયા વિશેષણો, જ્યાં, જ્યાંથી, જેની અંદર, એ સ્વાહીલીમાં નીચેના સ્થળ બતાવનારા સબંધી પ્રત્યયો ક્રિયાપદને લગાડવાથી દર્શાવાય છે.

'પો', જ્યાં, તે જગ્યાએ ( જગ્યા, મુકરર )
'કો', જ્યાં, તે જગ્યાએ અગર જગ્યાએથી
( આસપાસ અગર નજીકપણું
દેખાડે છે )
'મો', ત્યાં, જ્યાં, જેની અંદર
આનામોકા–, જ્યાં તે થોભે છે
હુનાકોકચેન્ડે, જ્યાં અમે જઈએ છે.
નીશીકોટોકા, જ્યાંથી હું બહાર આવ્યો.
ઉમીમોકીવેકા, જેની અંદર ( જેમાં ) તમે તે મૂકયું.

'પો' અને 'કો' માં બે જાતનો તફાવત છે. જ્યારે આપણે કોઇ નિશ્ચિત અગર મુકરર જગ્યા સૂચવવી હોય ત્યારે આપણે 'પો' વાપરવો અને જ્યારે સ્થળ અચોકકસ હોય અગર તેનો અર્થ ત્યાં ( એટલે તે સ્થળે ) એવો નહિ પણ તેની આસપાસમાં એવો હોય ત્યારે આપણે 'કો' વાપરવો.

વળી, જ્યારે આપણે અમુક જગ્યાએ થોભવાનું અગર રોકાઇ જવાનું હોય ત્યારે પણ 'પો' વાપરવો, પણ આપણે જે જગ્યાએ ( સ્થળે–સ્થળ તરફ ) જવાનું હોય અગર તો જ્યાંથી નીકળવાનું સૂચવવાનું હોય ત્યારે 'કો' વપરાય છે.

આ સાચો તફાવત છે. પરંતુ ઘણીવાર નજીકની જગ્યા દર્શાવવા માટે 'પો' અને દૂરની જગ્યા દર્શાવવા માટે 'કો', વપરાય છે કારણ કે જ્યારે આપણે નજીકની જગ્યા વિષે બોલીએ છીએ ત્યારે નજીકની જગ્યા સંબંધી વિચારદૂરની જગ્યાના વિચાર કરતાં વધારે ચોકકસ હોય છે. પણ જો આપણે દૂરની જગ્યા વિષે વાતચીત કરતા હોઇએ અને તે જગ્યા ચોકકસજ હોય તો આપણે 'પો' વાપરવો.

આ પ્રત્યયો નીચેના અર્થો દર્શાવવાની અગત્યના સારે છે.

'પો', સ્થળ, મુકરર; મૂકામ.
'કો', સ્થળ, અચોક્કસ; (તરફ હલનચલન અગર
ત્યાંથી હલનચલન; ત્યાંસુધી.)
'મો', સ્થળ, ની અંદર

પણ દરેક પ્રત્યય સરખી રીતે સ્થળદર્શક છે.

## વખત (સમય) સંબંધી

સંબંધી ક્રિયા વિશેષણ 'જ્યારે' 'ત્યારે,' 'પો' પ્રત્યય બરાબર તેજ પ્રમાણે વાપરવાથી દર્શાવાય છે.

આલીપોફીકા, જ્યારે તે આવી પહોંચ્યો.
ઉઓનાપો ઉટાસાડીકી, જ્યારે તમે જોશો ત્યારે તમે માનશો.

સ્થળ દર્શક પ્રત્યય 'જ્યાં' (મુકરર) માટે સ્વાહીલીમાં જે પ્રત્યય છે તેજ પ્રત્યય સમય દર્શક પ્રત્યય છે, પણ શરૂઆતના અભ્યાસીને લાગે તેવું ગોટાળા ભરેલું નથી કારણ કે વાકયના અર્થથી એ સ્પષ્ટ સમજાય છે કે તે સમય જણાવે છે કે સ્થળ.

## રીત સંબંધી

(જેમ, તેમ, કેમ, એમ, આમ)
જેવી રીતે, તેવી રીતે, કેવી રીતે, કઈ રીતે, વગેરે દર્શાવતા સંબંધી પ્રત્યય 'વ્યો' તેવીજ રીતે વપરાય છે. ઉભયાન્વયી અવ્યયો 'કામા' અગર 'જીન્સી પણ તેવીજ રીતે વાપરી શકાય.

નીઓનાવ્યો, જેવી રીતે હું જોઉં છું=મારા મત પ્રમાણે.

| | |
|---|---|
| ( કામા ) ઉવેઆવ્યો, | જેવી રીતે તમારાથી બની શકે તે પ્રમાણે. |
| ઈલીટુકીઆ જીન્સી આલીવ્યોસેમા, | જેવી રીતે તેણે કહ્યું તેવીજ રીતે બન્યું. |

'વી' અન્વય ઘણીવાર રીત (પ્રકાર) દર્શાવે છે અને ઘણીવાર પ્રકારના ક્રિયા વિશેષણ બનાવવા વપરાય છે.

| | |
|---|---|
| વેમા (વ્યેમા) અગર વીઝુરી, | વારૂં; સારૂં. |
| વીબાયા, | ખરાબ રીતે. |
| હીવી, | આમ; આ પ્રમાણે. |
| વીપી ? અગર કામા વીપી ? | કેમ ? કઇ રીતે ? કેવી રીતે ? |
| વીન્ગીને, | બીજી રીતે; નહિ તો. |
| વીલે, | આમ; આ પ્રમાણે; આવી રીતે. |

## મનોયત્ન ૨૨.

સ્વાહીલીમાં તરજુમો કરોઃ-

૧. મેં કહ્યું તેવી રીતે તે આજે આવી પહોંચ્યો. ૨ પાશ્ચાત્ય જ્યાં પાછો જાય છે તે શહેર અમે જોયું છે. ૩. જ્યાં માછીમારોએ અમારી હોડી ઉંધી વાળી (તે) ખડક તેઓએ પસાર કર્યો. ૪. જ્યારે હું આવ્યો ત્યારે મને કોણે જોયો ? ૫ જ્યારે વૃધ્ધ આવશે ત્યારે તેને ખાવાનું ખપશે. (જોઇશે) ૬. (શું) આ તે શહેર છે જ્યાં તે રહે છે ? ૭. જ્યારે હું તેને જોઇશ. ૮. જેવી રીતે તે તમને કહેશે. ૯. હું જાણું છું કે તમારા મત પ્રમાણે તે આમ છે. ૧૦

જ્યાં (થી) ચોકીદારો પસાર થયા. ૧૧. આ દરવાજેથી કોણ બહાર આવે છે? ૧૨. જ્યાંથી તે બહાર આવ્યો તે દરવાજો અમે જોયો. ૧૩. આ તે નિશાળ છે જ્યાં પેલા શિક્ષકે મારા બાળકોને ભણાવ્યા. ૧૪. જ્યાં બે સ્ત્રીઓ અનાજ ખાંડે છે તે વૃક્ષ તમે જુઓ છો?

## સાતમી વિભકિત

મનુષ્યના નામો, પ્રાણીઓના નામો, અને સ્થળના વિશેષ નામો સિવાય સ્વાહીલીમાં દરેક નામને છેડે 'ની' પ્રત્યય લગાડવાથી સાતમી વિભકિત બને છે. આ 'ની' પ્રત્યય લગાડવાથી શબ્દના ઉચ્ચારનો ભાર ફેરવાય જાય છે. (જુદા અક્ષર ઉપર જાય છે)

| | | |
|---|---|---|
| ન્યુમ્બા, | ઘર | ન્યુમ્બાની, ઘરમાં, |
| મ્જી, | શહેર | મ્જીની, શહેરમાં. |
| મોટો, | આગ | મોટોની, આગમાં. |
| કાઝી, | કામ | કાઝીની, કામમાં |

સાતમી વિભકિત પોતે માત્ર અમૂક સ્થળ સાથેનો સંબંધ બતાવે છે અને તેનો ગુજરાતીમાં અર્થ બતાવવો હોય ત્યારે માં, થી, અંદર, બહાર વગેરે શબ્દથી બતાવાય છે.

નામની સાથે વિશેષણ વપરાયેલું હોય ત્યારે આ વિભકિત ભાગ્યે જ વપરાય છે બલ્કે કદીપણ વપરાતી નથી.

જ્યારે નામ સાથે (સ્વ વાચક) સર્વનામ વપરાયુ હોય ત્યારે સર્વનામને 'પા' 'કુ,' અને 'મુ' માંથી એક પ્રત્યય લાગે છે અને બીજો કોઇ નહિ. નિયમ પ્રમાણે

આ પ્રત્યયોનો ભાર મળી ફેરફાર થાય છે. 'પા' નો 'પો', 'કુ' નો 'કો', અને 'મુ' નો 'મો' જુઓ પાનું ૬૪.

સ્થળ બહુજ મુકરર હોય અગર તો જ્યાં 'થોભવાનું હોય' તેવો અર્થ દર્શાવતું હોય તો 'પા' વપરાય છે.

જેમકેઃ–

ન્યુમ્બાની પાન્ગુ, મારે ઘરે

જે 'સ્થળ સુધી' અગર 'સ્થળ તરફ' અગર 'સ્થળથી' હલનચલનનો અર્થ દર્શાવતું હોય અગર તો અચોક્કસ સ્થળ-બતાવવાનું હોય ત્યારે 'કુ' પ્રત્યય વપરાય છે. આનો ઉપયોગ બહુજ સામાન્ય છે.

જેમકેઃ–

ન્યુમ્બાની કવાન્ગુ, મારા ઘરે અગર મારા ઘરમાંથી

'મુ' પ્રત્યય તે 'અંદરનું' સ્થળ બતાવવા વપરાય છે.

જેમકેઃ–

ન્યુમ્બાની મ્વાન્ગુ, મારા ઘરમાં એટલે મારા ઘરની અંદર

'કવાન્ગુ' વગેરે શબ્દો એકલા વપરાયા હોય ત્યારે તે ઘણી વાર નીચે પ્રમાણેના અર્થ દર્શાવે છેઃ જેમકે, મારી સાથે, મારા દેશમાં, મારા મત પ્રમાણે, મારા અનુભવ પ્રમાણે, જ્યાં સુધી મને લાગે વળગે છે ત્યાંસુધી, વગેરે.

કવાન્ગુ સી વીબાયા, મારા મત પ્રમાણે તે ખરાબ નથી.

'કવેટુ', 'કવેતુ' અને 'કવાઓ' બહુવચનના રૂપોનો ગુજરાતીમાં તરજુમો 'ઘર' અગર 'ઘેર' કરવો યોગ્ય છે.

નાટાકા કવેન્ડા કવેટુ, મારે ઘરે જવું છે,

આનાટાકા— કવાઓ સાસા, હમણાં તે ઘરમાં વસે છે.
(હમણાં તે ઘરે છે)

કવેતુ વાપી? તમારૂં ઘર કયાં છે.

## મનોયત્ન ૨૩

સ્વાહીલીમાં તરજુમો કરો:—

૧. માણસ નદીમાં પડયો. ૨. તેઓ તેની પછવાડે તેના ઘરમાં ગયા. ૩ તેઓએ ટાપુ ઉપર ઘણાં વૃક્ષ જોયાં. ૪. અમે અમારે ત્યાં (સ્થળે) આવી પહોંચ્યા. ૫. મારા દરવાજેના (પાસેના) તાડના વૃક્ષને તમે જાણો છો. ૬. તે પોતાના પુસ્તક સહિત ખાટલા ઉપર સૂતો. ૭. હું હવે મારા શહેરમાં પાછો ફર્યો છું. ૮. હું આંબાના ઝાડ નીચે થોભીશ. ૯. તેણે તેનું ભાલું તેના હાથમાં ઝાલ્યું. ૧૦. તેઓ ઘરે દોડી ગયા. ૧૧ તેઓ જાતે ઘરમાં સંતાયા. ૧૨. જ્યારે તેઓ નદીએ આવી પહોંચ્યા, ત્યારે મેં જેમ તેઓને કહ્યું હતું તેમ, તેઓને ખોરાક મળ્યો. ૧૩. માણસ અને જુવાન ઘરે પાછા આવ્યા, ૧૪. તે (સ્ત્રીએ) હાંડલું દેવતા ઉપર મૂક્યું છે. ૧૫. જ્યારે તે વાવમાંથી બહાર આવ્યો ત્યારે તે પાછો ઘેર ગયો. ૧૬ જે (ઓરડા)માં તે સૂતો હતો તે ઓરડામાં અમે દાખલ થયા.

## અનિશ્ચિત સર્વનામ

હરકોઈ, જે કોઇ, કોઈક, કાંઈ, કંઈક, સર્વ, દરેક, હરેક, પ્રત્યેક, બધું, સઘળું, સહુ કોઇ, બીજું અન્ય, ઇતર, અમુક, ફલાણું, કેટલુંક એ બધા અનિશ્ચિત સર્વનામ (ગુજરાતી ભાષાનાં) છે.

સ્વાહીલી ભાષામાં તે નીચે પ્રમાણે દર્શાવાય છેઃ–

| | |
|---|---|
| મ્હુ યે યોટે, | હરકોઈ માણસ, જે કોઇ. |
| વાહુ વો વોટે, | હરકોઈ માણસો (પછી તેઓ જે હોય તે) |
| મ્ટી વો યોટે, | કોઈ (પણ)-વૃક્ષ. |
| મીટી યો યોટે, | હરકોઇ વૃક્ષો |
| કીહુ ચો ચોટે, | હરકોઇ ચીજ. |
| વીહુ વ્યો વ્યોટે, | હરકોઇ ચીજો. |

સીપેન્ડી ચો ચોટે. મને કાંઇ જોતું (ખપતું) નથી.
સીઓની મ્હુ યે યોટે, હું કોઇને જોતો (દેખતો) નથી.
મીટી યો યોટે ઇટાફા–, કોઇપણ જાતનો વાંસ ચાલશે.

### આજ્ઞાર્થ

આજ્ઞાર્થના બે રૂપ છે, બીજોપુરૂષ એકવચન અને બીજો પુરૂષ બહુવચન

સ્વાહીલીમાં બીજો પુરૂષ એકવચન ખાલી ક્રિયાપદના થડથી દર્શાવાય છે, અને બહુ વચનમાં, ક્રિયાપદના થડમાં છેવટે રહેલો 'આ'નો 'એ' કરી 'ની' પ્રત્યય પાછળ લગાડી દર્શાવાય છે.

પેન્ડા, ચાહો, પેન્ડેની, તમે ચાહો.

આજ્ઞાર્થમાં કર્મ પ્રત્યય વાપરી શકાય છે અને તે ક્રિયાપદના થડની અગાડી આવે છે, અને ત્યારે એકવચનમાં પણ થડના છેલ્લા 'આ' નો 'એ' થાય છે.

ચ્પેન્ડે, તેને ચાહો. ચ્પેન્ડેની, તેને તમે ચાહો.
વાઇટે, તેઓને બોલાવો. વાઇટેની, તેઓને તમે બોલાવો.

સામાન્ય રીતે હંમેશા ઉપયોગમાં આવતાં નીચેના ત્રણ આજ્ઞાર્થ સાવ નિયમીત નથી.

જો-, આવ. જોની, તમે આવો.
નેન્ડા, જા. નેન્ડેની, તમે જાવ.
લેટે, લઇ આવ. લેટેની, તમે લઇ આવો.

સૂચના : ૧:–જે ક્રિયાપદને છેડે 'ઇ,' 'ઉ' 'એ' (અરણી શબ્દો) આવે છે તેના આજ્ઞાર્થમાં તે 'ઇ' 'ઉ' અને 'એ' માં ફેરફાર થતો નથી.

સૂચના : ૨:–બીજા પુરૂષ બહુ વચનનો પ્રત્યય 'ની' ખરી રીતે 'નીચી' છે (તમે, તમો)

## સંકેતાર્થ

(આને ત્રણ કાળ સાથે સંબંધ છે. સંકેત એટલે શરત. સંકેતવાચક 'જો' અવ્યય વપરાય કે ન વપરાય.)

સંકેતાર્થના રૂપો ક્રિયાપદને છેડે રહેલ 'આ' નો 'એ' કરી કર્તાના યોગ્ય પ્રત્યયો લગાડવાથી થાય છે. આમાં કાળનો પ્રત્યય નથી.

નીપેન્ડે, (જો) કે હું ચાહું તો.
ટ્પેન્ડે, (જો) કે અમે ચાહીયે તો.

ઉપેન્ડે, (જો) કે તું ચાહે તો.

મ્પેન્ડે, (જો) કે તમે ચાહો તો.

આપેન્ડે, (જો) કે તે અગર તેણી ચાહે તો.

વાપેન્ડે, (જો) કે તેઓ ચાહે, તો.

ઉપેન્ડે, (જો) કે તે (સ્ત્રી) ચાહે તો.

ઇપેન્ડે, (જો) કે તેઓ (મીટી) ચાહે તો.

કીપેન્ડે, (જો) કે તે (કીડુ) ચાહે તો.

વીપેન્ડે, (જો) કે તેઓ (વીડુ) ચાહે તો.

સંકેતાર્થ ઘણીવાર આજ્ઞાર્થમાં પણ વપરાય છે અને તે વખતે આદરવાચક હોય છે. જેમકેઃ-

વુટા, ખેંચો. નીટાઝામે, મને જોવા દો.
ઉવુટે, મહેરબાની કરી ખેંચો. આટાઝામે, તેને જોવા દો.

હું આ, કે તે કરૂં ? તેવા અર્થમાં પણ વપરાય છે.

નીપીટે, હું પસાર થાઉં ? આચીમ્એ, તે ખાદે ?
નીઉકાટે, હું તે કાપું (સ્ત્રી)? ટુવુકે, આપણે આળંગશું?

કૃત્યનો ધ્યેય દર્શાવવો હોય, ત્યારે સંકેતરૂપ વપરાય છે. નીચેના દાખલાથી સમજાશે.

વાઇટે વાટુમીશી વાંકુસાઇડીએ, તમને **મદદ કરવાને** નોકરોને બોલાવો
ટ્વેન્ડે ટુટાઝામે, અમને **જવા દઇને** (**દો અને**) જોવા દો.

સંકેતાર્થમાં ક્રિયાપદને છેડેના 'ઇ', 'ઉ', અને 'એ' માં ફેરફાર થતો નથી. જેમકે:–

ઉનીસામેહે, મને માફ કરો. ઉનીસાડીકી, મને માનો.
ઉનીજીબુ, મને જવાબ આપો (દો)

અવ્યય 'ઇલી' જેનો અર્થ 'કે', 'અગર' 'કે જેથી કરીને' થાય છે તે ઘણીવાર સંકેતાર્થમાં વપરાય છે.

| | |
|---|---|
| સેમા સાના ઇલી નીસીકીએ વેમા, | જોરથી બોલો કે હું બરાબર સાંભળું. અગર જોરથી બોલો, કે જેથી કરીને હું બરાબર સાંભળી શકું. |

## મનોયત્ન ૨૪

સ્વાહીલીમાં તરજૂમો કરો:–

૧. જે માણસે તમને માર્યો તેને બોલાવો કે જેથી તેને હું જોઈ શકું (જોઉં) ૨. તેને મારો કે જેથી કરીને તે બીએ. ૩. તમે જે માણસને મારી નાખ્યો તેને મેં જોયો છે, હું તેને દાટું? ૪. હું તેના ઉપર આરોપ મૂકીશ કે જેથી હું તુરુતે ખીજવું ૫. મને જવાબ આપવાને(નું) તેને કહો. ૬. (મારૂં) મને માનવાને હું તમને અરજ કરૂં છું. ૭. અમે સાથે રહેવાને કબૂલ થયા છીએ. ૮. પેલા હાંડલાંઓને ભાંગી નાંખ. ૯. શું અમારે આ છરીઓ ભાંગી નાંખવાની છે? ૧૦. તે બધીને (છરીઓને)

તમે (બ. વ.) ભાંગી નાખો. ૧૧. આ બાળકોની સંભાળ રાખો. ૧૨. આ ભાર (બ. વ.) તમે (બ. વ.) ઊંચકી લઈ જાઓ. ૧૩. નારિયેળી ઉપર ચડવાને એક માણસ પસંદ કરો. ૧૪. પેલા રતાળુ પકાવો. ૧૫. પેલા રતાળુ ભેળા કરો કે જેથી કરીને હું તેમને પકાવું. ૧૬. હાંડલું ઢાંકવાનું તેને કહો. ૧૭. બધા ચાંચડનો તમે (બ. વ.) નાશ કરો. ૧૮. જે ચીજોનો નાશ કરવાનું તમે અમને કહ્યું તેના અમે ભાગ પાડયા છે. ૧૯. અમારે શું કરવાનું છે? ૨૦. માણુસોને લાંબા વાંસ ખેંચવા દો. ૨૧. સ્ત્રીઓને પાણી ભરવા દો. ૨૨. આંધળા માણુસને કાઢી મૂક. ૨૩. બહેરાને થોભવા (રહેવા) દે. ૨૪. તેને ખપે છે (તે ઇચ્છે છે) કે તમે તેને મદદ કરો. ૨૫. ખરાબ માણુસોને ન્યાય કરવા તે (ઇશ્વર) પાછો ફરશે. ૨૬ પીધેલ રસોયાએ જે ભાલું મને મારી નાંખવાને ફેંક્યું તે ઉપાડી લે. ૨૭. મેં તેને પાઠુ મારવાની કોશીષ કરી. ૨૮. તેઓ ઝાડ ઉપર ચડવાને ઝાડની નજીક ગયા. (ઝાડ, સુકરર) ૨૯. તેઓને અટકાવવા હું (તેઓની) પછવાડે ગયો. ૩૦. નહાવાને (નહાવા માટે) તેણે પોતાના કપડાં ઉતાર્યાં. ૩૧. તેઓ બચી શકે તેટલા માટે માણુસો દોડી ગયા. ૩૨. મને શોધવાને શિક્ષકે બે બાળકોને મોકલ્યા. ૩૩. હાંડલાનુ ઢાંકણું ખોલવાને હું ફર્યો. ૩૪. ચોર પગરખાં મેળવવાને આવી પહોંચ્યો, પરંતુ મારા બે નોકરો તેને અટકાવવા પાછા ગયા. ૩૫. અમે ત્રણ, શહેરનું રક્ષણ કરવાને નીચે ગયા.

## 'કી' કાળ

સ્વાહીલીમાં એક કાળ છે જે બીજા કાળની માફક કર્તા પ્રત્યયો અને કાળ પ્રત્યય 'કી'થી બનાવાય છે.

ગુજરાતીમાં તેનો ઘણી રીતે તરજુમો થઇ શકે છે. જો વર્તમાન કૃદંત વપરાયું હોય તો આદ્ કાળથી જણાવાય છે. જેમકેઃ—

નાલીમ્વોના આકીઓગા મ્ટોની, મેં તેને નદીમાં નહાતાં જોયો.

ઘણીવાર 'જો' શબ્દ વપરાયો હોય તો તે દર્શાવવા.

અબ્દાલા આકીફીકા, ઉમ્વામ્બીએ નીટારૂડી કેશો,

જો અબ્દલા આવી પહોંચે તો તેને કહેજો હું આવતી કાલે વળી આવીશ. (આવતો રહીશ)

કેટલીક વાર 'જ્યારે' વપરાયું હોય તો ત્યારે, જેમકેઃ—

નીટામ્વોના આકીરૂડી,

જ્યારે તે પાછો આવશે ત્યારે હું તેને મળીશ.

ગુજરાતીમાં એકીજ વખતે બનતાં કાર્યોનો અર્થ દર્શાવવો હોય ત્યારે સ્વાહીલીમાં ઘણે ભાગે આ 'કી' કાળથી જ બનાવવો જોઇએ.

પરંતુ ગુજરાતી વાકયો 'જ્યારે' થી શરૂ થતાં હોય ત્યારે અભ્યાસીએ સમય સંબંધી પ્રત્યય 'પો' વાપરીનેજ સ્વાહીલીમાં તરજુમો કરવો (કારણ કે, 'જ્યારે' સમયનું સૂચના કરે છે જુઓ પાનું. ૯૨.) જો તે 'કી' કાળ વાપરે છે તો તે ઘણુ કરીને ખોટો ઉપયોગ કરે છે.

અભ્યાસની ખાતર કેટલાક ક્રિયાપદના 'કી' કાળના સંપૂર્ણ રૂપ લખો. કારણ કે બીજા કાળના રૂપો આ પુસ્તકમાં આપેલા છે.

## મનોયત્ન ૨૫

સ્વાહીલીમાં તરજુમો કરોઃ-

૧ જો વૃક્ષ પડે. ૨ જ્યારે વૃક્ષ પડે. ૩ ધારો કે વૃક્ષ પડે. ૪ જ્યારે વૃક્ષ પડતું હશે. ૫ જો તમે નજર કરશો તો તમે કાળા માણસોને દોડી જતાં જોશો. (માણસો મુકરર) ૬ જ્યારે શિક્ષક આવી પહોંચશે ત્યારે અમે તેને કહીશું. ૭ જો છરી તેની આંગળી કાપશે તો બાળક રડશે. ૮ જ્યારે તે પુસ્તક લાવશે ત્યારે તે વાંચવાને હું શકિતમાન હોઇશ. ૯ જો તે જે ચોપડી હું જાણું છું તે લાવશે તો. ૧૦ હુ તેઓને તમને બોલાવતા સાંભળું છું. ૧૧ આવીપહોંચતા તમે (બ. વ.) તેને પૂછજો. ૧૨ પાછા જતાં સભાળજો. ૧૩. જો તમે મને લગાડયું તો ધ્યાન રાખજો. ૧૪ ધારો કે તે તમને મારી નાંખે (જાનથી, તો) હું તેનાં બધાં બાળકોને મારી નાખીશ. ૧૫ જો તમે તમારા બાળકોને ચાહતા હો તો તેઓને ભક્તિ (પ્રાર્થના)કરતાં શીખવો ૧૬. જો તમે મને ચાહતા હો તો તેઓને માફ કરો. ૧૭. જો બહેરો તમને સાંભળી શકે તો તેને કહો. ૧૮. જો તમે આંધળા માણસને લાવશો તો અમે તેની સંભાળ રાખશું. ૧૯. તમે (બ. વ.) ચોરોની શોધ કરો; જ્યારે તમે તેઓને શોધી કાઢો ત્યારે તેઓને અહીંયાં મારી પાસે લાવજો. ૨૦. જ્યારે તે મને પૂછે ત્યારે તમે તેને જવાબ આપજો. ૨૧.

જો હું તેને બોલાવતાં સાંભળીશ તો હું પાછો આવીશ. (જઈશ.) ૨૨. જો હું તેણીને મારા માટે શોધ કરતી જોઈશ તો હું તમારા ઘરમાં સંતાઈશ. ૨૩. જ્યારે તમે રૂખડવાનું ઝાડ જુઓ ત્યારે તમે આવી પહોંચ્યા છો. ૨૪. હું મજુરોને દોડી જતાં જોઉ છું; તેઓ તેઓના ભાર છોડી જાય છે; (ચાલુ. વ.) અજાણ્યા લોકો જેમ તેઓને જડે છે તેમ તેઓને (ભાર) ઉપાડી લે છે. ૨૫. જો અમે ઢીલ કરશું તો અમે આબાદ થઈશું. ૨૬. જો હું પાછો જાઉ તો તમે બધા પાછા જજો. ૨૭. જો આપણે પાછા જઈએ તો ચાલો આપણે બધા સાથે પાછા જઈએ. ૨૮. નિશાળ પડે છે; (ચાલુ વ.) જો આપણે બહાર જઈશું તો આપણે બચશું. ૨૯. જો નિશાળ નાશ પામે તો બીજી બાંધજો. ૩૦. જો તે હોડી બનાવે તો (તમે બ. વ.) તેને બાળી નાંખજો. ૩૧ જો તેને યાદ આવશે તો અમે તેને ચૂકવશું. ૩૨. જો તે ભાલું લાવશે તો અમે તે ખરીદશું. ૩૩. જો રસોયો સારી રસોઇ પકવશે તો અમે તેના વખાણ કરીશું. ૩૪. જો તે સારો ખોરાક બગાડશે તો હું તેને મારીશ. ૩૫. જ્યારે તેણી હાંડલું ભાંગશે ત્યારે તેણી બીશે. ૩૬. પાશ્ચાત્ય માણસે તેને ડૂબતાં જોયો. ૩૭, જેવો તેણે તેનો હાથ ઊંચો કર્યો તેવી છરી પડી; પડતાં તે (છરી) તેને લાગી (કાપ કર્યો.)

## 'કા' (પ્રત્યયના) કાળો

સ્વાહીલીમાં એક બીજો કાળ છે જે કર્તા પ્રત્યયો અને કાળ પ્રત્યય 'કા' થી બને છે.

ગુજરાતીમાં આ કાળનો તરજુમો કરવો હોય વાકયમાં ઉભયાન્વયી અવ્યય 'અને' આવે અને તેના ૨ નિશ્ચયાર્થમાં ભૂતકાળ આવે.

જેમકેઃ—

આલીજીબુ આકાઆવામ્બીઆ, તેણે જવાબ આપ્યો અને મેં તેને કહ્યું.

આલીરૂડી આકાફીકા હાપા નીકામ્વોના, ) તે પાછો ગયો અને અહીંયાં આવ્યો અને મેં તેને જોયો.

જો કે ખાસ જરૂર નથી છતાં પણ ગુજરાતીમાં વર્તમાન કૃદંત આવે ત્યારે આ કાળ વાપરીને તરજુમો કરવામાં આવ્યો હોય તોપણ ઠીક છે.

જેમકેઃ—

આલીફ્વેન્ડા આકાપીટા બોન્ડેની, આકાચોમા મોટો મીજી યોટે, આકાવાઉઆ વાટુ.

તે, બધાં ગામડાં બાળતાં (અને) બધા માણસોને મારતાં (જાનથી) ખીણમાંથી પસાર થયો.

એટલું યાદ રાખવાનું ખાસ જરૂરનું છે કે આ 'કા' કાળનો જોસ, અનુક્રમના કાર્ય હોય એટલે એક કાર્ય પછી બીજું કાર્ય તેની પછી અનુક્રમે બનેલું હોય તે દર્શાવવા વપરાય છે. 'કા' કાળમાં અને 'કી' કાળમાં આ (જ) મૂખ્ય તફાવત છે. 'કી' કાળ, કાર્યો એકી વખતે બનેલા હોય અગર તો એકી વખતે બનવાના હોય ત્યારે વપરાય છે.

વાર્તા કરવામાં સામાન્ય રિવાજ પ્રમાણે શરૂઆતનું પહેલું ક્રિયાપદ જે ઘણે ભાગે હંમેશા 'લી' કાળમાં વપરાય છે. તે પછી વાર્તાના અંત સુધી 'કા' કાળ વાપરી વાર્તા કહેવામાં આવે છે.

તમે જે જે ક્રિયાપદો જાણતા હો તેમાંથી થોડાંક અભ્યાસની ખાતર 'કા' કાળ વાપરીને લખો.

સંકેતાર્થમાં પણ આ 'કા' કાળ વપરાય છે. તે સંકેતાર્થ બનાવવા 'કાં' પ્રત્યયને કર્તા પ્રત્યય અને ક્રિયાપદના થડની વચમાં મૂકીને બનાવવામાં આવે છે. સંકેતાર્થ બનાવવાના નિયમ પ્રમાણે ક્રિયાપદના શબ્દમાં છેવટે રહેલ 'આ' નો 'ઇ' કરવો.

આ કાળ શરૂઆતના અભ્યાસીને ઉપયોગ કરવા માટે જરૂરનો નથી અને વધારામાં એ સૂચન છે કે જો તે ઉપયોગ કરવા જશે તો ખોટો ઉપયોગ કરશે તેવો સંભવ છે.

વાકયોમાં જો સંકેતાર્થની હાર હોય અને કાર્યો અનુક્રમે બનેલા દર્શાવાયા હોય જે એકબીજા ઉપર આધાર રાખતા ન હોય તો પહેલા વાકય પછીના બીજા વાકયો 'કા' સંકેતાર્થમાં જણાવાય છે. પહેલું વાકય સાદા સંકેતાર્થમાં હોય છે; પરંતુ જો અનુક્રમના કાર્યો એક બીજા ઉપર આધાર રાખતા હોય તો બધામાં સાદું સંકેતાર્થ વાપરી તરજુમો કરવો.

જો પહેલું સંકેતાર્થ ખરેખર વિનયપૂર્વકનું આજ્ઞાર્થ હોય અગર તો પહેલું ક્રિયાપદ આજ્ઞાર્થ હોય તો પણ તેં દર્શાવેલું કાર્ય દૂર અગર અન્ય જગ્યા ઉપર બનવાનું હોય ત્યારે 'કા' સંકેતાર્થ વાપરવું જ જોઇએઃ પરંતુ જો કાર્ય, નજીકની જગ્યામાં અગર બોલનારની રૂબરૂમાં બનવાનું હોય તો કોઇ પણ સંજોગોમાં 'કા' સંકેતાર્થ વપરાતું નથી.

(આ ઉપરથી ફલિત થાય છે કે) 'કા' સંકેતાર્થ 'જા' આજ્ઞાર્થ પછી વાપરવું જ જોઇએ અને 'આવ' આજ્ઞાર્થમાં કદાપી વાપરવું જોઇએ નહિ.

ખરી રીતે 'કા' સંકેતાર્થ પોતેજ 'જા' હુકમ સૂચવે છે જેનો અર્થ એવો નીકળે છે 'જા અને ફલાણી જગ્યાંએ (અહીંયાં નહિ) ફલાણું કામ કર.')

શરૂઆતના અભ્યાસીને 'જા અને ફલાણી જગ્યાએ ફલાણું કામ કર' એ છેલ્લા વાકયોના અર્થ સિવાયના બીજા કોઈ 'કા' સંકેતાર્થવાળા વાકયોનો મેળાપ નહિ થાય.

નીચેના વાકયો 'કા' સંકેતાર્થનો ઉપયોગ કરવાને મદદકર્તા થઇ પડશે એટલુંજ નહિ પણ સાથે બતાવશે કે સાદું સંકેતાર્થ વધારે વપરાએલું છે.

આલીવાઆમુરૂ વાપાગાઝી વાએન્ડે વાકાચુકુએ ચ્યોમ્બો ચ્યાકે ચ્યોટે,

તેણે મજૂરોને જવાને અને તેની બધી માલમત્તા લઇ આવવાને હુકમ કર્યો.

| | |
|---|---|
| ઉવ્વીટે આલી આકુસાઇડીએ, | અલીને બોલાવ અને તેને તમને મદદ કરવા દો. |
| આજે આકાએ હાપા, | તેને આવવા દો અને અહીંયાં રહેવા દો. |
| આએન્ડે આકાકાએ કવાઓ, | તેને જવા દો અને ઘરે રહેવા દો. |
| આકાઆન્ગાલીએ સાના, | તેને ભવિષ્યમાં સારી સંભાળ રાખવા દો. |
| ન્જો- ટુસેમે, | આવ અને અમને કહેવા દે. |
| ટુજે ટુલે, | અમને આવવા દો અને ખાવા દો. |

કુરાહીની,ઇમ્બેની,ના ટુચેઝે લેઓ, આનંદ કરો અને ગાઓ અને આજે અમને રમવા દો.

('કુરાહીની સ્ફ્રાહ્રિએ' નો અર્થ આમ થાય, આનંદ કરો અને ગાઓ, તમને ગમે તો, પરંતુ અહીંયાં નહિ)

## મનોયત્ન ૨૬

### (અ)

સ્વાહીલીમાં તરજુમો કરો:—

૧. તેણે મને પૂછ્યું અને મેં તેને કહ્યું. ૨. તેણે (સ્ત્રી) તમને પૂછ્યું અને તમે તેને (સ્ત્રીને) કહ્યું. ૩. તમે

(બ. ૧.) નજર કરી અને ઝાડ જોયાં (ઝાડ, મુકરર) ૪. મેં છરીની શોધ કરી અને તે મને જડી. (છરી, મૂકરર) ૫. છોકરાઓને તમે જે છત્રી છોડી હતી તે મળી અને તે લાવ્યા, અને મે તેઓને કહ્યુ, ધણી પાછો આવશે; અને તેઓએ મને કહ્યું, આ માણસ તેને ઓળખે છે. ૬. પરદેશીઓ આવી પહોંચ્યા અને અમારૂં શહેર બાળ્યું. ૭. પાશ્ચાત્ય માણસે મારૂં ભાલું પકડયું અને તે ભાંગ્યું, અને મેં તેને માર્યું, અને તેણે જે માણસો તેની પછવાડે (આવતા) હતા તેમને કહ્યું, પેલા માણસને મારી નાખો (જાનથી); અને હું દોડી ગયો અને બચી ગયો. ૮. તેણે નવા પગરખાં પહેર્યાં અને તેઓએ તેને ઇજા કરી.

(બ)

૧. રાજાએ તેના માણસોને બોલાવ્યા, અને તેમને કહ્યું (કે) આ વૃદ્ધ, જાદુગર છે, તેને પકડો અને બાંધો ૨ અને તેઓએ તેને બાંધ્યો. ૩ અને માણસો જે તેની ચોકી કરતા હતા તે પીધેલા થયા [illegible] સૂઈ રહ્યા [illegible] અને મેં તેને છોડયો અને તે દોડી [illegible] અને [illegible]
જાગ્યા અને કહ્યું, જાદુગર ભાગી [illegible]
તેઓએ તેને માટે શોધ કરી. [illegible]
અને મને [illegible] કહ્યું અમે [illegible]
તે તમને [illegible] અને મે [illegible]
૮ અને તે [illegible] કહ્યું, [illegible]
છે, અમાર [illegible] મારે [illegible]
તે કયાં ર [illegible]

આવો અને તમે તેને જોશો; અને હું આગળ ગયો અને તેઓ બધા પછવાડે આવ્યા. ૧૦ અને અમે તમને મળ્યા અને તમે અમને કહ્યું, પાછા જાઓ, વૃદ્ધ માણસે તમને છેતર્યા છે.

(ક)

૧. બાળક નીચે પડયું અને રડયું. ૨. તેણે મને તેનું ગૂમડું બતાવ્યું અને મેં તે સાજું કર્યું ૩. હું પાછો ફર્યો અને (મેં) જોયું. ૪. મેં રતાળુ લીધું અને તે ચાખ્યું (રતાળુ, સુકરર) ૫. તેઓ પીધેલા થયા અને લડયા ૬. તે ઊઠયો અને ગાયું. ૭. તમે (બ. વ.) દિલગીર થયા અને હું રાજી થયો. ૮. તે થોભ્યો અને હું તેને (તેની બાજુમાં થઇને) પસાર થયો. ૯. જા અને તેણીને બોલાવ. ૧૦. આવ અને અમને મદદ કર. ૧૧. જા અને પેલા વાંસ જો. અને, જો તેઓ કામ લાગે તેવા હોય તો, તેમને ખરીદો. ૧૨. ધ્યાન રાખો અને યોગ્ય રીતે જવાબ આપો. ૧૩. તે મારી આગળ ગયો અને અમે તેના ઘરે આવી પહોંચ્યા ૧૪. તમે (બ. વ.) સાંભળો અને મને જવાબ આપો.

## અનિશ્ચિત કાળ.

જ્યારે કાર્ય દૈવયોગી, આકસ્મિક કે સંશયાર્થ રીતે બનવાનું હોય બનતું હોય કે બનેલું હોય અગર તો આપણે એમ કહેવાને ઇચ્છતા હોઇએ કે 'જો આમ બન્યું તો આમ બનશે, અગર આમ બન્યું તો આમ થશે' તો (તે) કાળ, વાકયના બન્ને ભાગમાં, કર્તા પ્રત્યયો અને

કાળ પ્રત્યય '-ગે' થી દર્શાવાય છે. બનવાનું પરિણામ જે સ્થિતિ ઉપર આધાર રાખે છે અગર અવલંબેલુ હોય છે તે 'કામા' એટલે 'જો' વાપરવાથી દર્શાવાય છે તે નીચેના વાકયથી જણાશે.

મ્ટી ઉન્ગેઆંગુકા, જો ઝાડ પડે (રખે ઝાડ પડે.)
કામા નીન્ગેમ્બોના, નીન્ગેમ્પીગા, જો હું તેને જોત તો હું તેને મારત.

ભૂતકાળમાં '-ગાલી' પ્રત્યય છે.

મ્ટી ઉન્ગાલીઆંગુકા, જો ઝાડ પડેલું હતે.
કામા નીન્ગાલીમ્બોના, નીન્ગાલીમ્પીગા, જો મેં તેને જોયો હતે તો મેં તેને માર્યો હતે.

## મનોયત્ન ૨૭

સ્વાહીલીમાં તરજુમો કરોઃ–

૧. જો હું તેને સાંભળને તે હું બીતે. ૨. જો આ ઝાડ પડે તો તે મને મરી નાખે (જાનથી.) ૩. જો તમે પેલાને કહ્યું હતે તો તેણે તમને મારી નાખ્યા હતે. ૪. જો તમે (બ. વ.) ત્યાં આગ સળગાવેલી હતે તો તમે તેઓનાં છાપરાં બાળી નાંખ્યા હતે. ૫. જો તેઓના મછવા પાછા આવી ગએલા હતે તો અમે બચેલા હતે ૬. ભાલું તેને ચૂંટેલું હોત. ૭. રખે દારૂડીયો તેના બાળકને મારી નાખે. ૮. જો તેણીએ જોયું હોત તો તેની સ્ત્રીએ તેને દેખેલો હોત. ૯. જો તેણે સંભાળ રાખી હતે તો તેની સ્ત્રી પાછી આવતે ૧૦. જેવો તે પસાર થયો તેવો મેં તેને જોયો, અને તમે મને કહ્યું, તેણે મછવો બનાવ્યો છે. ૧૧. અને મેં તેને કહ્યું, આ માણસ કહે છે (કે) તમે મછવો બનાવ્યો છે, મારે તે જોવો છે. ૧૨. અને

તેણે મને કહ્યું, જો તમે મારા માણસને પૂછયું (કહ્યું) હોત તો તેઓએ તમને મારો મછવો બતાવ્યો હોત. ૧૩. અને મેં તેને કહ્યું, તમે પોતે મને બતાવો. ૧૪. અને મેં તે (મછવો) જોયો, અને તે ખરીદ્યો. ૧૫. જો તમે તે જોએલો હોવ તો તે તમે પોતે ખરીદ્યો હોત.

## ટેવવાળું કાર્ય (સ્વાભાવિક)

ટેવવાળું (સ્વાભાવિક) કાર્ય, કર્તા પ્રત્યય 'હુ' નો ઉપયોગ કરી તેના પછી ક્રિયાપદનો શબ્દ (થડ) મૂકીને દર્શાવાય છે. જેમકેઃ–

હુસેમા, માણસો કહે છે; તેઓ કહે છે.

વાટુ હુઓન્ડા કુઓગા કીલા સીકુ, લોકોને હંમેશાં જવાની અને નહાવાની ટેવ પડી ગઇ છે (હંમેશા લોકો નહાવા જવાને ટેવાએલા છે).

## 'આમ્બા' શબ્દ સાથે સંબંધી પ્રત્યય

હાલમાં સંબંધી પ્રત્યય ક્રિયાપદમાં મૂકવાને બદલે 'આમ્બા' સાથે મૂકીને વાતચીતનો ઉપયોગ એટલો બધો પ્રચાર પામેલો છે કે તેની નોંધ અહીંયાં જણાવવી જ જોઇએ જુઓ પાનું ૮૫.

મટુ આનાયેસીમામા કુલે,
મટુ આમ્બાયે આનાસીમામા કુલે, ( માણસ જે ત્યાં ઉભો છે.

વીટુ નીટાકાબ્યોવીટાકા કેશો,
વીટ આમ્બાબ્યો નીટાનીટાકા કેશો, ( ચીજો જે મને આવતી કાલે ખપશે.

# ભાગ બીજો

## 'ન્' વર્ગ

નામના શબ્દોમાં જેનો પહેલો અક્ષર 'ન્' અગર 'ન્ય્' હોય તો તેનું બહુવચન કરતી વખતે કાંઇ ફેરફાર થતો નથી.

| એ. વ. | બ. વ. |
| --- | --- |
| ન્યુરઆ, ઘર. | ન્યુરમા, ઘરો. |
| ન્ડો-, ડોલ; બાલદી. | ન્ડો-, ડોલો; બાલદીઓ. |

જ્યારે શબ્દોમાં જેનો પહેલો અક્ષર 'ન્' હોય અને બીજો અક્ષર ડ, ગ, જ, ય, અને ઝ, હોય તો 'ન્' તેમનો તેમજ રહે છે. ઉપર લખ્યા સિવાયના અક્ષર આવેલા હોય તો 'ન્' નો લોપ થાય છે (જુઓ પાનું ૧૫.)

શબ્દનો પહેલો અક્ષર 'ન્' અને બીજો અક્ષર 'બ્' હોય તો 'ન્બ્' નો 'મ્બ્' થાય છે. જેમકેઃ—

'મ્બાયા' છે તે 'ન્બાયા'માંથી બનેલ છે. (ખરાબ). શબ્દનો પહેલો અક્ષર 'ન્' હોય અને બીજો અક્ષર 'વ્' હોય તો તે 'ન્વ્' નો 'મ્વ્' થાય છે, જેમકેઃ—

'મ્વુઆ' છે તે 'ન્વુઆ'માંથી બનેલ છે. (વરસાદ). શબ્દનો પહેલો અક્ષર 'ન્' હોય અને તેના પછી 'વ્' (ઉવ્) આવેલો હોય તો તે 'ન્ઉવ્'નો 'મ્ઘ્' થાય છે. (ઉ ધીમો અગર નહિ જેવો બોલાય છે). જેમકેઃ—

'મ્ઞીલી' તે (ન્વીલી) 'ન્ઉવીલી'માંથી બનેલ છે. (બે).

શબ્દનો પહેલો અક્ષર 'ન્' હોય અને તેના પછી 'લ્' અગર 'ર્' આવલો હોય તો તે 'ન્લ્' અગર 'ન્ર્' નો 'ન્ડ્' થાય છે. જેમકેઃ-

'ન્ડીમી' છે તે 'ન્લીમી'માંથી બનેલ છે. (જીભ).
'ન્ડેકુ' છે તે 'ન્રેકુ' માંથી બનેલ છે. (લાંબુ).

જ્યારે ક્, પ્, અગર ટ્ અગાઉ ન્ પ્રત્યય લગાડવો જોઇએ ત્યારે 'ન્' લખાતો નથી પણ બોલતી વખતે જરા જેટલો તે 'ન્' નો ઉચ્ચાર કરવો પડે છે અને તે નીચેના શબ્દોમાં માલુમ પડે છે.

કુકુ છે તે ન્કુકુ માંથી થએલ છે. કુકડો; મરઘો.
પેપો છે તે ન્પેપોમાંથી થએલ છે. પવન.
ટાકા છે તે ન્ટાકામાંથી થએલ છે. કચરો.

સ્વર આગળ 'ન્' નો 'ન્ય્' થાય છે. જેમકેઃ=
ન્યેકુન્ડુ, રાતું; લાલ.

નામના કયા શબ્દો આ 'ન્' વર્ગના છે તે આ ઉપલા નિયમોથી જાણવાનું મુશ્કેલ જણાય છે. જ્યારે પરદેશી શબ્દો, ગમે તેવા પ્રકારના, આ વર્ગમાં મૂકવાની પદ્ધતિને લીધે મુશ્કેલી વધે છે.

શરૂઆત કરનારને જ્યારે શંકા લાગે કે શબ્દ આ વર્ગનો છે કે કોઇ અન્ય વર્ગનો ત્યારે તે શંકાવાળા શબ્દને આ વર્ગનો ગણવો. તેમ કરવું ઘણી વખત

સાચું નીવડે છે અને ખોટો પ્રત્યય લગાડવા કરતાં બહેતર એ છે કે પ્રત્યય તે વખતે છોડી દેવો.

સૂચના. પહેલી-જેઓ શબ્દોના ઉચ્ચારમાં ફેરફાર કેમ થાય છે તેથી માહિતગાર છે તેઓને ક, ચ, ટ, જેવા ઉચ્ચાર આગળ આ 'ન્' પ્રત્યયનો લોપ થાય છે તે જાણવું મદદ રૂપ થઇ પડશે.

સૂચના. બીજી-થોડાએક દાખલાઓમાં 'ન્' નો લોપ થાતો નથી કારણ કે તેવે વખતે ઉચ્ચારનો ભાર તેના (ન્) ઉપર આવે છે જેમકેઃ–

ન્ચા, ન્ચી, ન્સો. ન્ટા, ન્પ્યા.

## 'ન્' વર્ગના નામના શબ્દોની ટીપ.

| | | | |
|---|---|---|---|
| તુસુ, | અરધું, | આર્જતણુ, | આશ્ચર્ય; અન્તયબી. |
| માઆના, | અર્થ; હેતુ. | હેસાબુ, | આંકડો; આંક. |
| સાઉટી, | અવાજ; ઘોંઘાટ. | ઇશાગ, | ઇશારો; નિશાની; સંકેત. |
| ન્થા, | અણી; ઝીણો છેડો. | | |
| હાજા, | અરજ; ઇચ્છા; જરૂરિયાત. | કાલામુ, | કલમ; પેન્સીલ. |
| | | સા-, | કલાક; ઘડિયાળ. |
| આકીલી, | અક્કલ; બુદ્ધિ; ચાતુર્ય. | ન્ગુઓ, | કપડું-ડાં; લુગડું-ડાં. |
| | | ડેની, | કરજ. |
| બોરીટી, | આડી; વાંસ; ભારવટીયો. | શુઘુલી, | કાર્ય; કામ. |
| | | કાહાવા, | કોફી. |
| ફુરાહા, | આનંદ. | ટુપા, | કાનસ. |
| રાહા, | આરામ. | શેરીઆ, | કાયદો; ધારો. |
| રોહો, | આત્મા; જીવ. | કારાટાસી, | કાગળ. |

કુકુ, કાટ.
કાઝી, કામ; પ્રસંગ.
બેઇ, કિંમત.
થામાની, કિંમત.
ન્ડીઝી, કેળાં.
જોહો, કોટ (બારણનો.)
હાબારી, ખબર.
ટેન્ડે, ખજૂર.
બીડી–, ખંત; ઉત્સાહ; પ્રયત્ન.
સીરી, ખાનગી; છાનું.
હાંડાકી, ખાઇ.
પેમ્બે, ખુણો.
હાસારા, ખોટ; નુકશાન.
હાસીરા, ગુસ્સો; ક્રોધ.
ઝુલીઆ, ગાલીચો; શેત્રંજી.
સા–, ઘડિયાળ.
ન્ગુમ્બા, ઘર.
ન્ગાનો, ઘઉં.
જારાહા, ઘા; ઇજા.
સામ્લી, ઘી.
હીલા, ચતુરાઇ; હોશિયારી.
ન્ગોઝી, ચામડું; ચામડી.
સાનામુ, ચિત્ર; મૂર્તિ; ફોટો.
ચોકા–, ચુનો
ડારી, છાપરૂં.
ન્યામા, જનાવર.
રીસાસી, સીસું (ધાતુ); બંદુકની ગોળી.
નાફાસી, જગ્યા; વખત; તક; જોગવાઇ.
નામ્ના, જાત; ડીઝાઇન.
આસીલી, જૂનું; પુરાણું, અસલી; આગળનું.
ન્ગુવુ, જોર.
સુમુ, ઝેર.
કેન્ગેલે, ટકોરી; ઘટ.
કોફીઆ, ટોપી.
જેનેઝા, ઠાઠડી,
લામી, ડામર.
ન્ડો–, ડોલ.
ન્ગાઓ, ઢાલ.
ટાફાઉટી, તફાવત.
આફ્યા, તંદુરસ્તી.
હેમા, તંબુ.
કીઉ, તરસ.
ન્ગુવુ, તાકાત; જોર.
ન્યોટા, તારો (આકાશનો).

હોમા, તાવ; બુખાર.
શાબા, ત્રાંબુ; પિત્તળ.
ન્ગુઝો, થાંભલો.
સાહની, થાળી.
ફાધીલી, દયા.
ડાવા, દવા.
સાડાકા, દાન.
સીકુ, દિવસ.
દુનીઆ, દુનિયા.
ન્જા–, દુકાળ; ભૂખ.
ડારૂબીની, દૂરબીન.
ન્ચી, દેશ; જમીન.
કામ્બા, દોરડું.
ડીની, ધર્મ.
બાહાટી, નસીબ; ભાગ્ય; સિતારો.
ન્ગોમા, નગારૂં; નાચ; વાજીંત્ર.
ફાઈડા, નફો; લાભ.
પુઆ, નાક.
નાઝી, નારિયેળ (પાકી-ગયેલ)
આલામા, નિશાની; ચિહ્ન.
બારૂવા (બારૂઆ) પત્ર; ચિઠ્ઠી.

નુરૂ, પ્રકાશ; તેજ.
રોબો, પા; ચોથો ભાગ.
ફેધા, પૈસા; રૂપું.
બુસ્ટાની, બગીચો; ફૂલવાડી.
બુંદુકી, બંદુક.
બારૂટી, બંદુકનો દારૂ.
ટા–, બત્તી.
હોફુ, બીક; ડર.
ઇબાડા, ભક્તિ; પ્રાર્થના.
બાહાટી, ભાગ્ય;
મ્બોગા, ભાજીપાલો; તરકારી; શાકપાન.
ન્જા–, ભૂખ.
ઝાવાડી, ભેટ; બક્ષિસ; સોગદ
આસાલી, મધ.
સીઆગી, માખણ.
ન્યામા, માંસ.
હેશીમા, માન; આદર; સત્કાર
માલી, માલ; પૈસો.
ન્જુગુ, માંડવી; ભોંયશીંગ.
શીડા, મુશ્કેલી; કષ્ટ; વિપત્તિ; સંતાપ.
સાફારી, મુસાફરી; સફર
ડાલીલી, મુદ્દો; પુરાવો.

મેઝા, મેજ; ટેબલ.
લુલુ, મોતી.
મોટોકા–, મોટરગાડી.
રાન્ગી, રંગ.
ન્જીઆ, રસ્તો.
ડસ્તુરી, રીતરિવાજ.
જીન્સી; રીત
પમ્બા, રૂ.
લેસો, રૂમાલ.
ફેસા રૂપું.
કરાફૂ–, લવીંગ.
ફુમ્બો, લાકડી.
ફાઇડા, લાભ; નફો; ફાયદો
ફગુ, લાકડી (જાડી)
ડમુ, લોહી; ખૂન,
ોફા, વખાણ; ચારિત્ર્ય; ગુણ; લક્ષણ.
ાહાડી, વચન.
વુઆ, વરસાદ.
હાઝી, વહાણ.
રીકેબુ, વહાણ.
ન્ડેરા, વાવટો; ધ્વજ.
પેલીમુ, ) વિદ્યા; ઇલ્મ.
ઇલીમુ)
ન્ગામ્બો, શહેરનો સામેનો ભાગ; સામેપાર.
આઇબુ, શરમ; નિંદા.
હાયા, શરમ; વિવેક.
ન્ગુવુ, શકિત; જોર; તાકાત.
ન્ડુઈ, શીતળા.
બાહારી, સમુદ્ર; સાગર.
કવેલી, સત્ય; ખરૂં; સાચું.
હેસાબુ, સંખ્યા; આંકડો; બીલ.
ન્ડોટો; સ્વપ્ન.
સીકી, સરકો.
હાલી, સ્થિતિ; સંજોગો,
સાબુની, સાબુ.
ન્ગાઝી, સીડી; દાદર;
આમાની, સુલેહ; સંપ; શાંતિ
સીન્ડાનો, સોય.
ધાહાબુ, સોનું; હેમ.
હેસાબુ, હિસાબ.
હેવા, હવા.
હાકી, હક્ક.
હાલી, હાલત.

**વિશેષણો 'નૂ' વર્ગ.** 'ન' વર્ગના નામના શબ્દોને મળતા વિશેષણો તેજ નિયમાનુસાર બને છે, અને તેનું બહુવચન એકવચન જેવું જ હોય છે. સ્વરથી શરૂ થતા વિશેષણોને (જુઓ પાનું ૬૬) 'ન્ય' પ્રત્યય લાગે છે.

ન્યુમ્બા ન્યેકુન્ડુ, લાલ ઘર, અગર રાતા ઘરો.
આલામા ન્યેકુન્ડુ, લાલ નિશાની અગર લાલ નિશાનીઓ

વ્યંજનથી શરૂ થતા વિશેષણો (જુઓ પાનું ૨૪) નીચે પ્રમાણે બને છે.

| | | |
|---|---|---|
| –ઝુરી; | સુંદર; સરસ; | 'ન્ઝુરી'. |
| –ગેની; | પરાયું; વિચીત્ર; | 'ન્ગેની'. |
| –ગુમુ; | સખ્ત; | 'ન્ગુમુ'. |
| –ઝીટો; | વજનદાર; | 'ન્ઝીટો'. |
| –ડોગો; | નાનું; | 'ન્ડોગો'. |
| –ઝીમા; | નક્કર; આખું; | 'ન્ઝીમા'. |
| –રેફુ; | લાંબુ; | 'ન્ડેફુ'. |
| –બાયા; | ખરાબ; | 'મ્બાયા. |
| –બીચી; | કાચું; તાજું; | 'મ્બીચી'. |
| –બીવુ; | પાકેલું; | 'મ્બીવુ'. |
| –બોવુ; | સડીગયેલ; | 'મ્બોવુ'. |
| –ટુપુ; | ઉઘાડું; ખાલી; | 'ટુપુ'. |
| –ચુન્ગુ; | કડવું; | 'ચુન્ગુ'. |
| –પાના; | પહોળું; | 'પાના', |
| –કૂ–; | સરદાર; મોટો; | 'કૂ–', |
| –કાવુ; | સુકું; | 'કાવુ'. |

| | | |
|---|---|---|
| –ચાચે; | થોડું; થોડાંક; | 'ચાચે'. |
| –કાલી; | ઘાતકી; તીક્ષ્ણ; | 'કાલી'. |
| –કુબ્વા; | મોટો; | 'કુબ્વા'. |
| –ફુપી; | ટૂંકો; | 'ફુપી'. |
| –ટામુ; | મીઠું; સ્વાદિષ્ટ; | 'ટામુ'. |
| –નેને; | જાડું; | 'નેને'. |
| –કૂ-કૂ-; | જીર્ણ થઇ ગયેલ; | 'કૂ-કૂ-. |

બે સામાન્ય વિશેષણો વધતાં ઓછા પ્રમાણમાં અનિયમિત છે.

| | | |
|---|---|---|
| –એમ્રા; | સારૂં, | તેનું 'ન્જેમા' બને છે. |
| –પ્યા; | નવું, | તેનું 'મ્પ્યા' બને છે. |

: સંખ્યા, ન-વર્ગ. જ્યારે વિશેષણો તરીકે વપરાય છે ત્યારે તે નીચે પ્રમાણે બને છે. (જુઓ પાનુ ૩૧)

| | |
|---|---|
| એક; | મોજા. |
| બે; | મ્બીલી. |
| ત્રણ; | ટાટુ |
| ચાર; | ન્ને. |
| પાંચ; | ટાનો. |
| છ; | સીટા. |
| સાત; | સાબા. |
| આઠ; | નાને. |
| નવ; | કેન્ડા (ટીસા). |
| દસ; | કુમી. |

**વિશેષણો 'નૂ' વર્ગ.** 'નૂ' વર્ગના નામના શબ્દોને મળતા વિશેષણો તેજ નિયમાનુસાર બને છે, અને તેનું બહુવચન એકવચન જેવું જ હોય છે. સ્વરથી શરૂ થતા વિશેષણોને ( જુઓ પાનું ૬૬ ) 'ન્યૂ' પ્રત્યય લાગે છે.

ન્યુમ્બા ન્યેકુન્ડુ, લાલ ઘર, અગર રાતા ઘરો.
આલામા ન્યેકુન્ડુ, લાલ નિશાની અગર લાલ નિશાનીઓ.

વ્યંજનથી શરૂ થતા વિશેષણો ( જુઓ પાનું ૨૪ ) નીચે પ્રમાણે બને છે.

| | | |
|---|---|---|
| –ઝુરી; | સુંદર; સરસ; | 'ન્ઝુરી'. |
| –ગેની; | પરાયું; વિચીત્ર; | 'ન્ગેની'. |
| –ગુમુ; | સખ્ત; | 'ન્ગુમુ'. |
| –ઝીટો; | વજનદાર; | 'ન્ઝીટો'. |
| –ડોગો; | નાનું; | 'ન્ડોગો'. |
| –ઝીમા; | નક્કર; આખું; | 'ન્ઝીમા'. |
| –રેફુ; | લાંબુ; | 'ન્ડેફુ'. |
| –બાયા; | ખરાબ; | 'મ્બાયા. |
| –બીચી; | કાચું; તાજું; | 'મ્બીચી'. |
| –બીવુ; | પાકેલું; | 'મ્બીવુ'. |
| –બોવુ; | સડીગયેલ; | 'મ્બોવુ'. |
| –ટુપુ; | ઉઘાડું; ખાલી; | 'ટુપુ'. |
| –ચુન્ગુ; | કડવું; | 'ચુન્ગુ'. |
| –પાના; | પહોળું; | 'પાના'. |
| –કૂ–; | સરદાર; મોટો; | 'કૂ–'. |
| –કાવુ; | સુકું; | 'કાવુ'. |

| | | |
|---|---|---|
| –ચાચે; | થોડું; થોડાંક; | 'ચાચે'. |
| –કાલી; | ઘાતકી; તીક્ષ્ણ; | 'કાલી'. |
| –કુબ્વા; | મોટો; | 'કુબ્વા'. |
| –કુપી; | ટૂંકો; | 'કુપી'. |
| –ટામુ; | મીઠું; સ્વાદિષ્ટ; | 'ટામુ'. |
| –નેને; | જાડું; | 'નેને'. |
| –કૂ–કૂ–; | જીર્ણ થઇ ગયેલ; | 'કૂ–કૂ–. |

બે સામાન્ય વિશેષણો વધતાં ઓછા પ્રમાણમાં અનિયમિત છે.

| | |
|---|---|
| –એમ્રા; | સારૂં, તેનું 'જ્એમા' બને છે. |
| –પ્યા; | નવું, તેનું 'મ્પ્યા' બને છે. |

: સંખ્યા, ન–વર્ગ. જ્યારે વિશેષણો તરીકે વપરાય છે ત્યારે તે નીચે પ્રમાણે બને છે. (જુઓ પાનુ ૩૧)

| | |
|---|---|
| એક; | મોજા. |
| બે; | ઝબીલી. |
| ત્રણ; | ટાંટુ |
| ચાર; | ન્ને. |
| પાંચ; | ટાનો. |
| છ; | સીટા. |
| સાત; | સાબા. |
| આઠ; | નાને. |
| નવ; | કેન્ડા (ટીસા). |
| દસ; | કુમી. |

સર્વનામ, ન્ વર્ગ–સર્વનામના અક્ષરો (પ્રત્યયો) ન્ વર્ગમાં, એકવચનમાં 'ઇ' અને બહુવચનમાં 'ઝી' છે.

આ અક્ષરો જ્યારે એકલા વપરાયા હોય ત્યારે 'છે' 'હોવું' નો અર્થ દર્શાવે છે. જેમકે :–

ન્યુમ્બા ઈ કુબ્વા; ઘર મોટું છે.
ન્યુમ્બા ઝી કુબ્વા; ઘરો મોટા છે.

તેઓ ક્રિયાપદમાં કર્તા અને કર્મ પ્રત્યય તરીકે વપરાય છે.

ન્યુમ્બા ઈમેઆન્ગુકા, ઘર પડી ગયું છે.
ન્યુમ્બા ઝીમેઆન્ગુકા, ઘરો પડી ગયા છે.
નીમેઇનુનુઆ ન્યુમ્બા, મેં ઘર ખરીદું છે. (ઘર,સુકરર)
નીમેઝીનુનુઆ ન્યુમ્બા, મેં ઘરો ખરીદ્યાં છે (ઘરો,સુકકર)

સ્વર આગળ 'ઇ' નો 'ય' અને 'ઝી' નો 'ઝ' બને છે.

ફાઇડા યાપીટા કીબુરી, લાભ અભિમાનથી શ્રેષ્ઠ છે.
આકીલી ઝાપીટા માલી, પૈસા કરતાં બુદ્ધિ ચડિયાતી છે.

દર્શક, ન્ વર્ગ – દર્શક સર્વનામો જે પ્રત્યયો પાના—૩૪ ૩૫ ઉપર સમજાવવામાં આવ્યા છે તેમાંથી બને છે.

ન્યુમ્બા હી–, આ ઘર. ન્યુમ્બા હીઝી; આ ઘરો.
ન્યુમ્બા ઇલિ, પેલું ઘર ત્યાં. ન્યુમ્બા ઝીલે; પેલા ઘરો.

પ્રશ્નાર્થ કયું, કયો કઇ (ન્ વર્ગ) એક વચનમાં 'ઇપી' અને બહુવચનમાં 'ઝીપી' છે.

કબજો બતાવનાર (છઠ્ઠી વિભકિત) ન્ વર્ગ – ના, નો, ની, નું, દર્શાવવા માટે ન્ વર્ગમા નામોને એકવચનમાં

પ્રત્યય 'ય' અને બહુવચનમાં પ્રત્યય 'ઝ' લાગે છે.

ન્યુમ્બા યા અણ્ઢલા; અણ્ઢલાનું ઘર.
ન્યુમ્બા ઝા અણ્ઢલા; અણ્ઢલાના ઘરો.

કબજો બતાવનાર સર્વનામ માટે તેજ પ્રત્યયો વપરાય છે.

ન્યુમ્બા યાકે, તેનું ઘર.
ન્યુમ્બા ઝાકે; તેના ઘરો.

બધાં, વાજીં (અટલે સહિત), મેળે, પોતાની મેળે, તેજ પ્રમાણે બને છે અને એકવચનમાં યોટે, યેન્યે, યેન્યેવે; અને બહુવચનમાં ઝોટે, ઝેન્યે, ઝેન્યેવે બને છે.

ન્યુમ્બા યોટે; આખું (બધું) ઘર.
ન્યુમ્બા ઝોટે; આખા (બધા) ઘરો.
ન્યુમ્બા યેન્યે મ્લાન્ગો; દરવાજાવાળું ઘર.
ન્યુમ્બા ઝેન્યે મીલાન્ગો; દરવાજાવાળા ઘરો.

સંબંધ; ન્ વર્ગ—, ન્ વર્ગના સંબંધ બતાવનાર પ્રત્યયો એકવચનમાં 'યો' અને બહુવચનમાં 'ઝો' છે.

ન્યુમ્બા ઇલીયોઆંગુકા; ઘર જે પડયું (ઘર; મુકરર.)
ન્યુમ્બા ઝીલીઝોઆંગુકા; ઘરો જે પડયાં (ઘરો; મુકરર.)
ન્યુમ્બા નીલીયોઇનુનુઆ; ઘર જે મેં ખરીદ્યું (ઘર; મુકરર.)
ન્યુમ્બા આલીઝોઅીઉઝા; ઘરો જે તેણે વેંચ્યા (ઘરો; મુકરર.)
જુઓ પાનુ, ૮૫ અને ૮૮.

અનિશ્ચિત સર્વનામ; ન્ વર્ગ—તેઓ નીચે પ્રમાણે છે.
ન્યુમ્બા યો યોટે; કોઇ ઘર. ન્યુમ્બા ઝો ઝોટે; કોઇ ઘરો.

# મનોયત્ન ૨૮

ટોઆ, આપવું. (પૈસા ચૂકવવા વગેરે) કુવા; માટે.

સ્વાહીલીમાં તરજુમો કરોઃ—

૧, મેં તેના હિસાબ જોયા છે. ૨, આંકડાઓ મને સંતાપે છે. ૩, અબ્દલ્લાનો નફો મારાથી વધારે છે. ૪, મારી ખોટ (ભ. વ). મોટી નથી, પણ મને તે (ભ. વ.) ગમતી નથી. ૫. અમે નવો ગાલીચો ખરીદો છે. ૬. અમે જૂનો જે અમુક વખત પહેલાં ખરીદો હતો તે ફેંકી દેશું. ૭. જો તમને તે ગમે તો તમે તે લઈ શકો છો. ૮. તેણે જે કામ આજે કર્યું છે તે તમે જોયું છે. ૯. તેને (મારી પાસેથી) ખપે છે (કે) હું આ કામને માટે દશ શીલીંગ આપું. ૧૦. હું કિંમતનો ચોથો ભાગ જે કડીયાઓને જોઇએ છે તે આપીશ. ૧૧. મેં તમને શનિવારે ચૂકવી આપવાને વચન આપ્યું. ૧૨. વરસાદે મારૂં નવું ઘર જે તેઓ બાંધે છે (ચાલુ. વ) તેનો નાશ કર્યો છે. ૧૩. થાળીમાં બધું માખણ ઓગળી ગયુ છે. ૧૪. મેં બે (પાકા) નારિયેળ અને તેનાં બધાં કેળાં ખરીદાં છે. ૧૫. ટાંગા જવાને કયો રસ્તો છે? (કયો રસ્તો (તે છે કે) જે ટાંગા જાય છે?) ૧૬. તેઓ અહીંયાં ઘઉં વેચતા નથી, (ચાલુ વ.) તેઓ લવીંગ વેચે છે. ૧૭. મેં ટકોરીનો અવાજ આજે મધ્યાહ્નને સાંભળ્યો. ૧૮. જો તમે બે બત્તી લાવ્યા હતે તો તે (ભ. વ.) પૂરતી હતે. ૧૯. અમને નસીબ નથી (અમારા નસીબ નથી). ૨૦. તેની પાસે સીડી છે જે મારી છે ૨૧. મારે આવતી કાલે સફર છે, મને તંબુ અને મારા

ખાટલો, મેજ, ખુરશી. બે ડોલ, અને બત્તી ખપશે. ૨૨. પ્રયત્ન કરો. ૨૩. તેણે પોતાની બધી મિલકત પોતાનું કરજ ભરવા આપી દીધી. ૨૪. મને વૃક્ષવાળો બગીચો ગમે છે. ૨૫. તેણે ગઇ કાલે મારી ભેટ સ્વીકારી. ૨૬. આ ઘડિયાળ ચાલતી નથી. ૨૭. જો તે સારા લક્ષણ (ગુણ) મેળવશે તો મારે ત્યાં તેને કામ મળશે.

## માણસો અને જનાવરોનાં નામો

જનાવરો અને ચેતનવાળા પ્રાણીઓનાં નામો સાથે ક્રિયાપદો, વિશેષણો, અને સર્વનામોને 'વા' વર્ગના યોગ્ય પ્રત્યયો લાગે છે.

મ્ટુ મ્ઝુરી, સારો માણસ; વાટુ વાઝુરી, સારા માણસો
ન્ગોમ્બે મ્ઝુરી, સારી ગાય, ન્ગોમ્બે વાઝુરી, સારી ગાયો.
કીબોકો મ્ઝુરી, સારો દરિયાઇ ઘોડો; વીબોકે , સારા દરિયાઇ ઘોડા.

તેમ છતાં, ન્ વર્ગમાં જનાવરો જેવાં કે મ્બુઝી, ન્ગોમ્બે વગેરેના નામો સાથે બહુવચનમાં કબજો બતાવનાર સર્વનામોને ન્ વર્ગના પ્રત્યયો લાગે છે; અને સગાંવહાલાં અને વ્યક્તિઓ જેવી બાબા, મામા, ન્ડુગુ, રાફીકી, આદુઇ વગેરે નામો સાથે કબજો બતાવનાર સર્વ-નામને એકવચનમાં અને બહુવચનમાં, બન્ને વચનમાં, ન્ વર્ગના પ્રત્યયો લગાડવામાં આવે છે.

મનુષ્યો, જનાવરો વગેરેના નામની ટીપ. દરેકનું બહુવચન આપવામાં આવ્યું છે.

| | | |
|---|---|---|
| વાકીલી, | આડતિયો; દલાલ; વકીલ, | માવાકીલી. |
| કીપોફુ, | આંધળો, | વીપોફુ. |

| | | |
|---|---|---|
| ઝ્ઝ્વા, | ઉધઈ, | ઝ્ઝ્વા. |
| ન્ગામીઆ, | ઊંટ | ન્ગામીઆ. |
| પાન્યા, | ઉંદર, | પાન્યા. |
| હુઆ. | કબૂતર (પાળેલું) | હુઆ. |
| કારાની, | કારકુન, | માકારાની. |
| કુન્ગુરૂ, | કાગડો, | કુન્ગુરૂ. |
| ટાન્ડુ, | કાનખજૂરો, | ટાન્ડુ. |
| શાન્ગાઝી, | કાકી, | માશાન્ગાઝી. |
| કોબે, | કાચબો, | કોબે. |
| કામા, | કાચબો, | કાસા. |
| ચુન્ગુ, | કાળી કીડી, | ચુન્ગુ. |
| સીઆકુ, | મંકોડો. | મીઆકુ. |
| જોગો–, | કૂકડો, | માજોગો–. |
| બાહારીઆ, | ખારવો; ખલાસી, | માબાહારીઆ |
| પુન્ડા, | ગધેડું, | પુન્ડા. |
| ન્ગોમ્બે, | ગાય; ઢોરઢાંખર, બળદ, | ન્ગોમ્બે. |
| ટાઇ, | ગીધ, | ટાઇ. |
| કીફારૂ, | ગેંડો, | વીફારૂ. |
| ફારાસી, | ઘોડો, | ફારાસી. |
| કીરોબોટો, | ચાંચડ, | વીરોબોટો. |
| ચુઇ, | ચિત્તો, | ચુઇ. |
| મ્વુલાના, | છોકરો, | |
| મ્સીચાના, | છોકરી, | |

| | | |
|---|---|---|
| ટ્વીગા, | જિરાફ; જરાફ, | ટ્વીગા. |
| પુન્ડા મીલીઆ, | ઝેબ્રા; રોઝ; વનગર્દભ, | પુન્ડામીલીઆ. |
| ડ્રેવા, | ડ્રાઈવર, | માડ્રેવા. |
| કીસી, | તરસ; રીંછ, | કીસી. |
| આડુઈ | દુશ્મન; શત્રુ, | માઆડુઈ અગર આડુઇ. |
| ચુરા, | દેડકો, | વ્યુરા. |
| આસ્કોફુ, | ધર્માધ્યક્ષ; ધર્માધિકારી, | માઆસ્કોપુ. |
| ડોબી, | ધોબી, | માડોબી. |
| કાધી, | ન્યાયાધિશ, | માકાધી. |
| બોઇ, | નોકર, | માબોઇ. |
| ન્ડેગે, | પક્ષી, | ન્ડેગે. |
| મ્બેગ઼ા, | પક્ષી, (જમીન ઉપરનું, કેન્યા અને ટાંગાનીકાનું) | મ્બેગા. |
| શેમાસી, | પાદરી, (ઉતરતી પંકિતનો.) | માશેમાસી. |
| કાસીસી, | પાદરી, | માકાસીસી. |
| શાન્ગાઝી, | ફુઇ, કાકી, | માશાન્ગાઝી. |
| ન્ડુગુ, | ભાઇ અગર બ્હેન, | ન્ડુગુ. |
| મ્બુઝી, | બકરૂં; ઘેટું, | મ્બુઝી. |
| બાટા, | બતક, | બાટા. |
| બાબા, | બાપ, | બાબા. |
| પાકા, | બિલાડી, | પાકા. |
| ફ્હાહાલી, | બળદ; ખૂંટિયો, | માફ્હાહાલી. |
| કીઝીવી. | બહેરો, | વીઝીવી. |

| | | |
|---|---|---|
| જીની, | ભૂત, | માજીની. |
| ન્યાટી, | ભેંશ, | ન્યાટી. |
| મીઆકુ, | મંકોડો, | મીઆકુ. |
| ન્યુકી, | મધમાખી, | ન્યુકી. |
| મામ્બા, | મગર, | મામ્બા. |
| કુકુ, | મરઘું; કૂકડું, | કુકુ. |
| મ્બુ, | મચ્છર, | મ્બુ. |
| મામા, | મા; બા, | મામા. |
| સામાકી, | માછલી, | સામાકી. |
| ઇન્ઝી, | માખી, | માઇન્ઝી<br>અગર ઇન્ઝી. |
| પાપા, | માછલી; શાર્ક, | પાપા. |
| બીબી, | માની મા; બાપની મા, | માબીબી. |
| રાફીકી, | મિત્ર, | મારાફીકી;<br>અગર રાફીકી. |
| કીજાના, | યુવાન; યુવતી, | વીજાના. |
| સુલ્ટાની, | રાજા; સુલતાન, | માસુલ્ટાની. |
| કીવેટે, | લંગડો-ડી, | વીવેટે. |
| ન્યાની | વાંદરો; પૂંછડી વિનાનો<br>ઉરાંગઉટાંગ જેવો | ન્યાની. |
| કીન્યોઝી, | વાણંદ, | વીન્યોઝી. |
| કીમા, | વાંદરૂં, | કીમા. |
| દુમ્બીલી, | વાંદર, | દુમ્બીલી. |
| ચેન્ટે, | વંદો, | ચેન્ટે. |
| વાઝીરી. | વજીર, | માવાઝીરી. |

| | | |
|---|---|---|
| કીબેટે (કીબેરી), | વામનજી, ટૂંકો માણસ, | વીબેટે; (વીબેરી). |
| ન્ગે, | વીછી, | ન્ગે. |
| ક્વેવે, | શકરો; બાજપક્ષી, | ક્વેવે |
| ગ્નુની, | શાહમૃગ, | ગ્નુની. |
| બ્વાના, | શેઠ, | માબ્વાના; (બ્વાના). |
| જુમ્બે, | સરદાર, | માજુમ્બે. |
| સુન્ગુરા, | સસલું, | સુન્ગુરા. |
| ન્યોકા, | સર્પ; નાગ, | ન્યોકા. |
| સીમ્બા, | સિંહ, | સીમ્બા. |
| આસ્કારી, | સિપાઇ, | આસ્કારી. |
| બીબી, | સ્ત્રી; ઓરત; બાયડી, | માબીબી. |
| લુવાલી; (લીવાલી), | સૂબો, | માલુવાલી; (માલીવાલી). |
| ન્ગુરૂવે, | સૂવર; ભૂંડ, | ન્ગુરૂવે. |
| સેરેમાલા, | સુથાર, | માસેરેમાલા. |
| જમાડારી | સેનાપતિ, | માજમાડારી. |
| પોકુ, | હરણ, (દક્ષિણ આફ્રિકાનું મોટામાં મોટું). | પોકુ. |
| પા-, | હરણ, (ચકચકિત આંખો વાળું રૂપાળું હરણ) | પા-, |
| ટેમ્બો, | હાથી, | ટેમ્બો. |
| ન્ડોવુ, | હાથી, | ન્ડોવુ. |
| બાન્યાની, | હિંદુ, | માબાન્યાની. |

ઉપરના અમુક શબ્દોથી જણાયું હશે કે જે શબ્દો ઇફ્રિકાળ, ખિતાળ, કે હોદ્દાવાળા છે તેનું બહુવચન, એકવચન વાળા શબ્દને 'મા' પ્રત્યય લગાડવાથી થયું છે. આ બહુવચનના રૂપો આગળ ઉપર 'મા' વર્ગના પ્રકરણમાં (જુઓ સુચનાઃ–પહેલી, નામોની ટીપ, 'મા' વર્ગ,) સમજાવવામાં આવશે પરંતુ અહીંયાં તેનો ઉલ્લેખ કરવો ઉચિત જણાયાથી તે શબ્દો ઉમેર્યા છે.

## મનોયત્ન ૨૯.

સ્વાહીલીમાં તરજુમો કરો :–

૧. મેં સિપાઇઓને કહ્યું, અને તેઓએ સેનાપતિને બોલાવ્યો. (સિપાઈ, મુકરર; સેનાપતિ, મુકરર) ૨. મોટો હાથી વૃક્ષો ભાંગે છે (ચાલુ વ.) ૩. ઉધઇ (બ. વ.) આપણી દુશ્મન છે. ૪. મોટાં વાંદરાઓ (ત્યાની) વૃક્ષોમાં રમે છે (ચાલુ વ.) ૫. વાણુદના સફેદ ગધેડાએ મારી કાકીને લાત મારી. ૬. મધમાખીઓ મધ બનાવે છે. ૭. છોકરાઓએ ઊંટ જોયો, તેઓની બહેને બે સુંદર પક્ષી જોયા. ૮. સુથાર કાનખજૂરાને મારે છે. (ચાલુ વ.) ૯. મેં સરદારને જોયો; તેણે ઘણાં ઢોરઢાંખર, અને ઘણા કુકડા અને મરઘાં અને મોટાં બતકો ખરીદ્યા. ૧૦. મારા મિત્રો વંદાને (બ. વ. મુકરર) ધિક્કારે છે. ૧૧. વજીરે સુંદર હરણ (રૂપાળું ચકચકિત આંખોવાળું) ખરીદ્યું છે. ૧૨. મારા બાપે બતક ખરીદ્યું છે; વામન (ટૂંકો માણસ) તેનો દુશ્મન તે લઈ ગયો. ૧૩. ઓરત મોટા દેડકાથી બીધી. ૧૪. શેઠે કહ્યું, મોટો સિંહ અને ચિત્તો વિકરાળ હોય છે; દેડકાઓ વિકરાળ હોતા નથી.

૧૫. મેં આઠ જાડાં ઘેટાં ખરીદ્યાં. ૧૬. લુચ્ચા સર્પે સસલાંને (સુકકર) પકડ્યું. ૧૭. ધોબીએ ગધેડું ખરીદ્યુ, પરંતુ સિપાઈઓને તે મળ્યું; અને (હાટા) જ્યારે તેઓ તેને લઈ જતા હતા (ચુંકુઆ વાપરો) ત્યારે વીંછીએ તેના પગને ડંશ કર્યો. ૧૮. સારો ન્યાયાધિશ પસાર થયો અને સિપાઈઓને જોયા; તેણે સુલતાનના વહાણના ખલાસીઓને તેમને મારવાનો હુકમ કર્યો.

૧. ટૂંકા આંધળા માણસો. ૨. પરદેશી બહેરો માણસ. ૩. મોટો ચાંચડ. ૪. દરિયાઈ ઘોડી (ઞ્કે વાપરો) ૫. આખો ગેંડો. ૬. સુંદર યુવાનો. ૭. આઠ અદેખા બહેરા. ૯. છ વજનદાર દરિયાઈ ઘોડાઓ. ૧૦. પેલા ચાંચડો. ૧૧. પેલો દરિયાઈ ઘોડો વિકરાળ છે. ૧૨. આંધળો મરેલ છે. ૧૩. આ આંધળો કોણ છે? ૧૪. તમારા મજૂરો મારી છત્રી લઇ ગયા. ૧૫. બળદો જાડા છે. ૧૬. ગધેડાઓ પાછા ફર્યા. ૧૭. પાતળો બળદ પડી ગયો. ૧૮. કૂતરો અને બિલાડી લડે છે (ચાલુ વ.)

## નકાર કાળો

સ્વાહીલીમાં ક્રિયાપદનું ન-કાર ખાસ પ્રત્યયોના સટના ઉપયોગથી બને છે અને એક કાળમાં ક્રિયાપદનો છેલ્લો અક્ષર બદલીને કરવો પડે છે.

ન-કાર કર્તા પ્રત્યયો—

| | | | | | |
|---|---|---|---|---|---|
| હું, નથી, (હું—નહિ) | સી. | અમે, | નથી, | હાતુ. |
| તું, (તમે), | નથી, | હુ. | તમે, | નથી, | હામ |
| તે (અગર તેણી), નથી, | હા. | તેઓ, | નથી, | હ. |
| તે (ઝી), | નથી, | હાઇ. | તેઓ (મીટી), નથી, | | |

તે (ક્રીટુ), નથી, હાકી. તેઓ (વીટુ), નથી, હાવી.
તે (ન્યુમ્બા), નથી, હાઇ. તેઓ (ન્યુમ્બા), નથી, હાઝી.

ન-કાર વર્તમાન, ભૂત, ભવિષ્ય અને 'હજુ સુધી નહિ અગર નથી' કાળ બનાવવા આ પ્રત્યયો વપરાય છે.

વર્તમાન નકાર.-ક્રિયાપદના શબ્દમાં છેલ્લે આવેલ 'આ' ને બદલે 'ઇ' કરી ન-કારના પ્રત્યયો લગાડવાથી બને છે. કાળનો કોઇ પ્રત્યય નથી.

| | |
|---|---|
| સીપેન્ડી, મને પસંદ નથી. | (મને ગમતું નથી.) |
| હાટુપેન્ડી, અમને " " | (અમને " " ) |
| હુપેન્ડી, તને (તમને) " | (તને (તમને) " ) |
| હામ્પેન્ડી, તમને " | (તમને " ) |
| હાપેન્ડી. તેને (તેણીને)" | (તેને (તેણીને) " ) |
| હાવાપેન્ડી, તેઓને " | (તેઓને " ) |
| હાઉપેન્ડી, તેને (સ્ત્રી) પસંદ નથી, | (તેને (સ્ત્રી) ગમતું નથી.) |
| હાઇપેન્ડી, તેઓને (મીટી) " | (તેઓને મીટી) ,,) |
| હાકીપેન્ડી, તેને (ક્રીટુ) " | (તેને (ક્રીટુ) ,,) |
| હાવીપેન્ડી, તેઓને (વીટુ) ,, | (તેઓને (વીટુ) ,,) |
| હાઇપેન્ડી, તેને (ન્યુમ્બા) ,, | (તેને (ન્યુમ્બા) ,,) |
| હાઝીપેન્ડી, તેઓને (ન્યુમ્બા) ,, | (તેઓને (ન્યુમ્બા ,,) |

જે ક્રિયાપદના શબ્દોને છેડે 'આ' સ્વર નથી આવતો તેમાં કાંઈ ફેરફાર થતો નથી.

ક્રિયાપદ હોવું, છે (નકાર).-નામના બધા વર્ગોમાં, બન્ને વચનોમાં (એ. વ. અને બ. વ.) ક્રિયાપદ 'છે નહિ' તે સી'થી જણાવાય છે.

મીમી સી મ્જીન્ગા, હું મૂર્ખ નથી.

સુચના :–બધા ન–કાર કાળમાં, 'ના' (=અને) ને બદલે 'વાલા' (=અને) વપરાય છે.

સીસીકી– કીટુ વાલા સીઓની કીટુ,

હું કાંઇપણ સાંભળતો નથી, અને જોતો નથી.

ન–કાર ભૂતકાળ–, ન–કાર ભૂતકાળનો પ્રત્યય 'કુ' છે અને તેની પહેલાં યોગ્ય ન–કારના પ્રત્યયો લગાડવાથી ન–કાર ભૂતકાળ બને છે. જેમકે:–

| | |
|---|---|
| મીમી સીકુઆન્ગુકા, | હું પડયો નથી. |
| મ્ટી હાઉકુઆન્ગુકા, | ઝાડ પડયું નથી. |
| સીસી હાટુકુઆન્ગુકા, | અમે પડયા નથી. |
| વીબાન્ડા હાવીકુઆન્ગુકા, | છાપરાં પડયાં નથી. |
| ન્ગુઝો હાઝીકુફા.– | થાંભલા સારા હતા નહિ (એટલે ઉપયોગમાં લેવાય તેવા ન હતા.) |

મનોયત્ન ૩૦

(અ)

સ્વાહીલીમાં તરજુમો કરોઃ–

૧. અમારા સરદારને પાશ્ચાત્ય લોકો પસંદ નથી. ૨. પાશ્ચાત્ય લોકોને અમારો દાકતર પસંદ નથી. ૩. આળસુ કામ કરનારાઓને દેખરેખ રાખનાર પસંદ નથી. ૪. નદી પેલા રૂખડવાના ઝાડેથી (બ. વ.) પસાર થતી નથી. ૫. હું અમારા માણસોને જોતો નથી. ૬. તમને (બ. વ.) હું પસંદ નથી.

૭. હુ તમને ધિક્કારતો નથી. ૮. તે (સ્ત્રી) વાંચતી નથી. (ચાલુ વ.) ૯. મછવાઓ ડૂબતા નથી. (ચાલુ વ) ૧૦. તમે ધ્યાન રાખતા નથી. ૧૧. આ (ભ વ.) લખે છે, (ચાલુ વ) પેલા લખતા નથી. ૧૨. મેં તેને કહ્યુ, તે કયો માણસ છે જેને તમે જોયો? અને તેણે મને કહ્યું, હું તેને જોતો નથી. ૧૩. તે મારા છોકરાંઓને ભણાવતો નથી. ૧૪. વૃદ્ધ જાગતો નથી. ૧૫. તેઓના બાળકો રડતાં નથી. ૧૬. તેઓની નારિયેળીને ફળ આવતા નથી. ૧૭. મારી ખજૂરીને ફળ આવે છે, (ચાલુ વ) તમારીને ફળ આવતા નથી. ૧૮. તેને પેલું ભાલું ગમતું નથી. ૧૯. પેલા ડોલ (વહાણના, ભ. વ.) પડતા નથી. ૨૦. તેનો મછવો ડૂબતો નથી. ૨૧. તે તમારા ઘરનો નાશ કરતો નથી. ૨૨. હું તમારી ભલાઈ ભૂલતો નથી ૨૩. તે મને માફ કરતો નથી. ૨૪. તેઓ અમને જવાબ આપતા નથી. ૨૫. તમે તેને માનતા નથી. ૨૬. તે વિચાર કરતો નથી. ૨૭. તેઓ તમને હુકમ કરતા નથી. ૨૮. હું તેમને વખાણુતો નથી. ૨૯. હું પાછો જવાનો નથી. ૩૦. તે અમને ધિક્કારતો નથી. ૩૧. તમે ધારતા નથી. ૩૨. અમે મુસાફરી કરવાના નથી. ૩૩. હું અજાયબ થાતો નથી. ૩૪. તેઓ પરમેશ્વરને પૂજતા નથી. ૩૫. આ માણસો આળસુ નથી. ૩૬. તેનો પત્ર આવતો (પહોંચતો) નથી. ૩૭. ઘડિયાળ ચાલતી નથી. ૩૮. હું મારા બધા પૈસા વાપરતો નથી.

(બ)

૧. મેં સ્વીકાર્યું નહિ. ૨. અમે કબુલ્યું નહિ. ૩. મેં જવાબ આપ્યો નહિ. ૪. સરદારો આવી પહોંચ્યા નહિ.

૫. પાશ્ચાત્ય લોકોએ ખરીધું નહિ. ૬. રસોયાએ બાંધ્યું નહિ. ૭. તમે (બ. વ.) ખરીદું નહિ ૮. પેલી સ્ત્રીઓએ પાણી ભર્યું નહિ. ૯. છ પાશ્ચાત્ય લોકો પાછા ફર્યા નહિ. ૧૦. સરદાર આગળ ગયો નહિ. ૧૧. વૃદ્ધે ના પાડી નહિ. ૧૨. બાણુ તેને લાગ્યું નહિ. ૧૩. તેઓ બે ખાટલાઓ (સુકરર) લાવ્યા નહિ. ૧૪. પાશ્ચાત્ય લોકોએ નારિયેળીના ઝાડ (સુકરર) કાપ્યા નહિ. ૧૫. પાશ્ચાત્ય લોકોએ દરિયાઇ ઘોડાને (સુકરર) માર્યો નહિ. ૧૬. દુભાષીયાએ મને પત્રો બતાવ્યા નહિ. ૧૭. અજાણ્યાઓએ ઘરો બાંધ્યાં નહિ. ૧૮. મેં ડુંગળી (બ. વ.) ચાખી નહિ. ૧૯. અમે વાવટો ફાડયો નથી. ૨૦. મેં વૃદ્ધને કહ્યું નથી. ૨૧. આ કડીયાએ ઘણાં વાંસ વાપર્યા નથી. ૨૨. બીકણ લોકોને તેઓના શેઠનો ગુસ્સો પસંદ પડયો નહિ. ૨૩. કડીયાઓને લાલ છત્રીઓ ખપતી ન હતી. ૨૪. છોકરીએ તેની માને ધિક્કારી નહિ. ૨૫ ચોપડીઓ આવી પહોંચી નહિ. ૨૬. તેણે બડાઇ કરી નહિ. ૨૭. તેઓએ ચાર કાળા સર્પો જોયા નહિ. ૨૮. ટકોરીના અવાજે મને ગુસ્સે કર્યો નહિ. ૨૯. મારૂં ઘર પડી ગયું નહિ. ૩૦. ધર્માધ્યક્ષ આવી પહોંચ્યા (માનાર્થે બ. વ.) નહિ.

'હજુ સુધી નહિ' કાળ. – હજુ સુધી અમુક કાર્ય બન્યું નથી, થયું નથી તેવો અર્થ દર્શાવવા માટે સ્વાહીલીમાં કાળને 'જા' પ્રત્યય લાગે છે અને તેની આગળ ન–કારના યોગ્ય પ્રત્યયો વપરાય છે.

હાજાફીકા, તે હજી સુધી આવ્યો નથી.
સીજાસ્યોના, મેં તેને હજી સુધી જોયો નથી
હાન્તઇશા, તેણે હજી સુધી પૂરૂં કર્યું નથી.

ઘણીવાર તેની પછી શબ્દ 'બાડો' ઉમેરવામા આવે છે. જેમકે–

સીજાસ્વોના બાડો, હજી સુધી મે તેને જોયો નથી (પણ હુ ધારૂં છુ કે હુ તેને જોઇશ.)

હાજાસીકીઆ બાડો, હજી સુધી તેણે સાભળ્યુ નથી (પણ હું ધારૂ છુ કે તે સાભળશે.)

હાન્તફીકા બાડો, હજી તે આવ્યો નથી (જો કે રસ્તામા છે.)

આ કાળ હંમેશા ભવિષ્યમા બનવાના કાર્ય માટે આશા જનક છે, જ્યારે નીચેના દ્રષ્ટાંતવાળો કાળ આશાજનક નથી એટલો તેમાં તફાવત છે જેમકે –

હાકુફીકા, તે આવ્યો નથી (અને તે તેમ છે, એટલે કે આવશે નહિ)

**ન–કાર ભવિષ્યકાળ–.** ન–કાર ભવિષ્યકાળ, કાળનો પ્રત્યય 'ટા' વાપરી તેની આગળ યોગ્ય ન–કારના પ્રત્યયો મૂકવાથી બને છે, જેમકે :–

| એ. વ. | બ. વ. |
|---|---|
| સીટાપેન્ડા, હુ ચાહીશ નહિ | હાટુટાપેન્ડા, અમે ચાહશુ નહી. |

| | |
|---|---|
| હુટાપેન્ડા, તું (તમે) ચાહીશ નહિ. | હામ્ટાપેન્ડા, તમે ચાહશો નહિ. |
| હાટાપેન્ડા, તે ચાહશે નહિ. | હાવાટાપેન્ડા, તેઓ ચાહશે નહિ. |

આ કાળ તેથી કરીને હ–કાર વાચક ભવિષ્ય કાળને ઘણો મળતો છે.

## ભાવવાચ્ય કર્તા (અકર્તૃક)

સ્વાહીલી ભાષામાં, વાકયના કર્તા તરીકે, શબ્દ 'તે', ન્–વર્ગના એકવચનના પ્રત્યયથી દર્શાવાય છે.

| | |
|---|---|
| ચાફા–, તે સારી ચીજ છે (તે ચાલશે.) | હાંઈકુવેઝેકાના, તે અશકય હતું. |
| હાઈફાઈ, તે સારી–રૂ નથી (તે નહિ ચાલશે.) | હાઈટાટોશા, તે પૂરતું થશે નહિ. |
| ઈટાફા–, તે ચાલશે (તે અડચણરૂપ થશે.) | નીની હી–?, તે શું છે ? |
| હાઈઓનેકાની, તે દેખાવામાં આવતું નથી. | યા–ની, તેનો અર્થ એમ છે કે. (કહેવાનો ભાવાર્થ એ છે કે; એટલે કે.) |

### મનોયત્ન ૩૧

(અ)

૧. ખલાસીએ હજુ સુધી ખાયડી પરણી નથી. ૨. હજુસુધી તેઓ બે, ખાટલા (મુકરર) લાવ્યા નથી. ૩. હજુસુધી મેં પુસ્તકને (મુકરર) જોયું નથી. ૪. હજુસુધી

તેણે દરવાજો (મુકરર) બંધ કર્યો નથી. ૫. સરદારોએ હજુ સુધી મને ચુકવ્યા નથી. ૬. હજુસુધી અમે નદીને (મુકરર) પસાર કરી નથી. ૭. ખજૂરીને હજુસુધી ફળ આવ્યા નથી. ૮. હજુસુધી તેણે મને એક શબ્દ કહયો નથી. ૯. હજુસુધી પાશ્ચાત્યોએ એકેય નારિયેળી કાપી નથી. ૧૦. તે પીધેલો હોય તેવું હજુસુધી દેખાયું નથી, પણ અમે એમ ધારીએ છીએ.

(બ)

૧. તે પાછો જશે નહિ. ૨. સિંહ અહીંયાં આવશે નહિ અને અમે તેને જોશું નહિ. ૩. અમારા સરદારને આ પાશ્ચાત્યો ગમશે નહિ. ૪. તમે (બ. વ.) અમારા મજૂરોને મળશો નહિ. ૫. વૃદ્ધ આજે આવશે નહિ, અને આવતી કાલે આવશે નહિ. ૬. તે મને માફ કરશે નહિ. ૭. હું ચૂકવીશ નહિ. ૮. તે ચાલશે નહિ. ૯. કૂતરો તમને કરડશે નહિ. ૧૦. તે પત્ર લખશે નહિ જેથી તેનો મિત્ર આ ખબર જાણશે નહિ ૧૧. આજે તમને કહેવાનું મારે માટે શકય થશે નહિ.

**ન–કાર સંકેતાર્થ–.** ન-કાર સંકેતાર્થ, હ-કારના કર્તા પ્રત્યય અને ક્રિયાપદની વચમાં 'સી' મૂકવાથી બને છે; બીજી રીતે તે હકાર સંકેતાર્થને મળતું આવે છે. આ સંકેતાર્થ, અમુક વ્યકિત કે અમુક ચીજ, અમુક કરશે નહિ તેવી ઈચ્છા કે આશય દર્શાવવા અગર ક્રિયાપદથી જે અર્થ નીકળતો હોય તે અર્થનો આશય દર્શાવવા વપરાય છે. હેતુ કે જે નિષ્ફળ જાય તે માટે અ

તેઓ વાચે નહિ. ૧૩. તેઓને કહો કે તે સાંભળે નહિ. ૧૪. હું પાછો જઈશ કે જેથી હું તેઓને મળું નહિ. ૧૫. ખેંચો (બ. વ.) નહિ. ૧૬. ભાર ઊચકનારાઓને કહો કે આ બે ભાર ઉપાડે નહિ. ૧૭. મારૂં ભાલુ લો નહિ. ૧૮. મારૂં ઘર બાળો નહિ. ૧૯. તેને (તમે, બ. વ.) સરદાર બનાવો નહિ. ૨૦. ચોરી કરો નહિ. ૨૧. ધ્યાન રાખો કે છરી તમારી આંગળી કાપે નહિ. ૨૨. આળસુઓને વખાણો નહિ. ૨૩. ચોપડી લાવો નહિ, હું વાંચતાં જાણતો નથી. ૨૪. બોલો નહિ, રખે હુ તમને મારૂ. ૨૫. જો તમે તેને મારો (જાનથી) (તો) તેના બાળકોને મારશો નહિ.

**સંબંધી (પ્રત્યય) સાથે ન–કાર–.** ન–કારનુ એક રૂપ છે જે બધા કાળમાં સંબધી પ્રત્યયો સાથે વપરાય છે. તે કર્તા પ્રત્યય અને સંબંધી પ્રત્યયની વચમા 'સી' મૂકવાથી બનાવાય છે.

આસીયેપેન્ડા, (તે) જે ચાહતો નથી,–જેણે ચાહ્યું નથી,– જે ચાહશે નહિ.

ટુસીઓકુપેન્ડા, (અમે) જે તમને ચાહતા નથી,–તમને ચાહયા નથી,–તમને ચાહશું નહિ.

ટુમીયેકુપેન્ડા, (તમે) જેને અમે ચાહતા નથી,–જેને અમે ચાહ્યા નથી, જેને અમે ચાહશું, નહિ.

નીસીઓઉઓના, (વૃક્ષ) જે હું જોતો નથી,–જોયુ નહિ,– હું જોઇશ નહિ.

ઉમીયેટુઆમ્બીઆ, (તુ) જે અમને કહેતો નથી,–કહ્યું નહિ,- કહેશે નહિ.

સબધી પ્રત્યયો માટે જુઓ પાનું ૯૫, ૧૨૩,

## ક્રિયાપદ હોવું (થવું)

નીચીયે, હું જે નહિ. વાચીએ, તેઓ જે નહિ.
ઉસીયે, તમે (તું) જે નહિ.

### મનોયત્ન ૩૩

ફાન્યા કાઝી = કામ કરવું.

સ્વાહીલીમાં તરજુમો કરોઃ-

૧. છાંયો જે પસાર થતો નથી. ૨. સ્ત્રીઓ જે પાણીની માટલીઓ ઉપાડતી નથી. ૩. માણસ જેણે ભાલું ફેંક્યું નથી. ૪. મેં ત્રણ માણસોને જોયાં એ તમે ન જોયા. ૫. તમે જેઓ ભાલું જોશો નહિ તે ઝૂંપડું પસાર કરશો. ૬. તેઓ જે તેને જાણતા નથી. ૭. મેં (કે) જેણે તેને ઓળખ્યો નહિ. ૮. વૃક્ષો જે પડયા નહિ, તે એને તમારા છાપરાને કચડયું નહિ. ૯. આ એક ખુરશી જે ભાંગેલી ન હોતી. ૧૦. મૂર્ખાઓ જે દોડી (ભાગી) જશે નહિ. ૧૧. પાશ્ચાત્ય જેણે નદી ઓળંગી નથી. ૧૨. સિપાઈઓ જેઓ નદી ઓળંગતા નથી. ૧૩. નોકરો જેઓને રતાળુ ગમતાં નથી. ૧૪. વૃક્ષો જેને ફળ આવતા નથી. ૧૫. માંદા માણસો જે કામ કરતા નથી. ૧૬. દાક્તર જે તેઓને સાજા કરશે નહિ. ૧૭. મૂર્ખાઓ જેઓ જાદુગરને ચૂકવશે નહિ, કે જેણે તેઓને છેતર્યા નથી. ૧૮. સરદાર જે પોતાની બાયડીને ચાહતો નથી. ૧૯. સરદાર જેણે પોતાના બાળકોને ચાહ્યાં નહિ. ૨૦ રસોયો જેણે મારી રસોઈ પકાવી નહિ. ૨૧. સારો ખોરાક જે તેઓને ગમતો નથી.

## ન–કાર રામય (વખત) સંબંધી.

આ ન–કાર, 'સી' નો ઉપયોગ, સંબધી પ્રત્યય 'પો' (એટલે જ્યારે) ની સાથે કરવાથી દર્શાવાય છે.

આસીપોપેન્ડા, જ્યારે તે ચાહતો નથી,–જ્યારે તેણે ચાહ્યું નહિ,–જ્યારે તે ચાહશે નહિ.

આ રૂપ ન–કાર 'કી' કાળ તરીકે પણ વપરાય છે. ગુજરાતીમાં 'કી' કાળના હ–કાર દર્શક બધાં રૂપો આ રચનાથી ન–કાર તરીકે સ્વાહીલીમાં દર્શાવી શકાય છે. જેમકે 'રખે,' 'અગર,' 'જો આમ બને તો' વગેરે.

આસીપોપેન્ડા — જો તે ચાહે નહિ તો; રખે તે ચાહે તો; અગર તે ચાહે તો; જો તેણે ચાહ્યું ન હોત તો: રખે તેણે ચાહ્યું હોત તો; જો તે ચાહશે નહિ તો; રખે તે ચાહશે તો.

## ન–કાર સ્થળ સંબંધી.

રચના ઉપરના જેવીજ છે, સંબધી પ્રત્યયો, 'પો,' 'કો,' 'મો,' નો ઉપયોગ કરીને.

ન્યુમ્બાની આસીપોકા–, ઘરે જેમાં તે રહ્યો નહિ.
ટુસીકોકુવેન્ડા, જ્યાં અમે જઇશું નહિ.
વાસીમોઇન્ગીઆ, જેમાં તેઓ દાખલ થતા નથી.

## ન–કાર રીત સંબંધી

રચના ઉપરના જેવીજ છે, સંબધી પ્રત્યય 'વ્ય'નો ઉપયોગ કરીને.

જીન્ના નીમીચ્યોટાઃ, જે રીત (જે રીતે તે થયું) મને ગમી નહિ.

## મનોયત્ન ૩૪

સ્વાહીલીમાં તરજુમો કરો :—

૧. જો તે તમને ચાહશે નહિ તો હું તેને ચાહીશ નહિ. ૨. જો તેઓ બહાર જશે નહિ તો સરદાર અંદર આવશે નહિ. ૩. જો તે પોતાની મેળે આવે નહિ તો તેને લાવો. ૪. જો હું થોભું નહિ તો હું તેની છરી મેળવીશ નહિ. ૫. જો હાડકું ભાંગેલું નહિ હોય તો હાથ સારો થશે. ૬. જો તમે તમારા છોકરાને મારશો નહિ તો તે તમને ધિક્કારશે. ૭. જો (જ્યારે) તમે કોશિષ ન કરો તો તમે કેવી રીતે શીખી શકો? ૮. જો તે નહિ આવશે તો હું તેને ચૂકવીશ નહિ. ૯. (જે) રીત પ્રમાણે મેં તમને ન (હોતું) કહ્યું તે પ્રમાણે શા માટે તે કર્યું. ?

**ન–કાર અનિશ્ચત કાળો**.– (હાલની સ્વાહીલીમાં) આ કાળો ન–કાર સંકેતાર્થની રીત પ્રમાણે બને છે; 'સી' પ્રત્યને હ–કાર કર્તાના પ્રત્યય અને કાળના પ્રત્યય 'ન્ગે' અગર 'ન્ગાલી' ની વચ્ચમાં મૂકીને બનાવવામાં આવે છે.

આમ છતાં ૧લા પુરૂષ એકવચનમાં 'ની' નો ઘણીવાર લોપ થાય છે અને હરકોઈ 'નીસીન્ગેકુજા' અગર નીસીન્ગાલીફાન્યા' ને બદલે 'સીન્ગેકુજા' અગર 'સીન્ગાલીફાન્યા' સાંભળે છે.

| | |
|---|---|
| કામા નીસીન્ગેજુઆ, ફાન્યા હીવી, સીન્ગે- | જો હું જાણતો નહોત તો હું આવી રીતે ન કરતે. |
| ડુસી ન્ગાલીજુઆ, | અમે જાણ્યું ન હોત. |
| આન્ગેજુઆ, આસીન્ગેકુ આંબીઆ? | જો તે જાણતે તો તે તમને ન કહેતે? |

મીટ્રી ઈસીન્ગાલીઆન્ગુકા.  વૃક્ષો પડી ગયેલા ન હતે.

## મનોયત્ન ૩૫

સ્વાહીલીમાં તરજુમો કરોઃ—

૧. જો અમે નહિ જઈશું. ૨. જો તેઓએ તેને જોયેલો ન હોત. ૩. જો મેં જાણ્યું હોત તો હું તમને ન પૂછત. ૪. જો તે ન જાણતે તો તે શિક્ષકને પૂછતે. ૫ જો તમે આવી પહોંચ્યા ન હોત તો તમે અમને જોએલા ન હોત. ૬. જો હું ન જાણું તો હું તમને કહી શકું નહિ. ૭. જો તેણે જાણેલું ન હોત તો તેણે તેઓને કહી શકેલું ન હોત ૮. જો તેઓ જાણતે તો તેઓ ન બોલતે (કહેતે.) ૯. જો તમોએ આ પત્ર ન લખેલો હોત તો તેઓ તમારા ઉપર આળ ન મૂકી શકયા હોત. ૧૦. જો તે ચોરી નહિ કરશે તો તેને સજા નહિ કરવામાં આવશે (આધીબીવા, વાપરો.) ૧૧. જો પાશ્ચાત્યોએ આ ખોરાક પસંદ નહિ કર્યો હોત. ૧૨. જો અમે સત્ય જાણતા નહિ હતે તો અમે આ ખબર માનેલા નહિ હતે.

## મા વર્ગ.

જે નામોનું વહુવચન 'મા' પ્રત્યયથી થાય છે તેઓને એકવચનમાં પ્રત્યય નથી; પરંતુ જો તેનું મૂળ એકાક્ષરી (શબ્દી) હોય તો એકવચનમાં 'જી' પ્રત્યય લાગે છે અને જો સ્વરથી શરૂ થતું નામ હોય તો તેને 'જ' પ્રત્યય લાગે છે. ઘણાખરા 'મા' થી શરૂ થતા નામો બહુવચનમાં જ વપરાય છે, ભાગ્યેજ તેઓ એકવચનમાં વપરાય છે.

## નામોની ટીપ, 'મા' વર્ગ (બહુવચન સાથે)

| | | |
|---|---|---|
| ગીઝા, | અંધારૂ, | — |
| નાનાસી, | અનેનાસ, | માનાનાસી. |
| જુમા, | અઠવાડિયું, | માજુમા. |
| જીચો, | આંખ, | માચો. |
| યાઇ, | ઈંડું, | માયાઇ. |
| — | ઇચ્છા, | માન્પેઝી. |
| — | કરારનામું કબૂલાત, | માપાટાનો. |
| ટાઓ: | કમાન: | માટાઓ. |
| કુટા, | ક્યારો; (વાડી કે બગીચાનો) વાવવા માટે ઊંચી કરેલી જગ્યા. | માકુટા. |
| કાબુરી, | કબર | માકાબુરી. |
| —, | કાથો (નારિયેળીનો) | માકુમ્બી. |
| સીકીઓ, | કાન, | માસીકીઓ. |
| ટાન્ગો, | કાકડી, | માટાન્ગો. |
| ટેન્ડો, | કાર્ય, | માટેન્ડો. |
| કોકોટો, | કાંકરા, | માકોકોટો. |
| શોકા, | કુહાડી, | માશોકા. |
| એમ્બે, | કેરી, | માએમ્બે. |
| શીમો, | ખાડો, | માશીમો. |
| — | ખુલાસો, | માએલેઝો. |
| કોન્ડે, | ખેતર;વાડી, | માકોન્ડે. |
| શામ્બા, | " | માશામ્બા. |
| ગારી, | ગાડી; ગાડું; રેલગાડી, | માગારી. ગારીલા મો- |

| | | |
|---|---|---|
| કુન્ડો, | ગાંઠ, | માકુન્ડો. |
| જીપુ, | ગૂમડું, | માજીપુ. |
| ગોટી, | ગોઠણ, | માગોટી. |
| ગાન્ડા, | છાલ,છોલ, | માગાન્ડા. |
| કાપી, | છાલાં, | માકાપી. |
| હુન્ડુ, | છીંડું; કાણું, | માહુન્ડુ. |
| જીબુ, | જવાબ, | માજીબુ. |
| ટોને, | ટીપું; બિંદુ, | માટોને. |
| સુકુરીઆ, | ટોપ, (રસોઈ કરવાનો) | માસુકુરીઆ. |
| ટાવી, | ડાળી (વૃક્ષની,) | માટાવી. |
| કુન્ગુ, | ઢગલો, ભાગ, | માકુન્ગુ. |
| — | તેલ, | માકુટા. |
| જીનો, | દાત, | મેનો. |
| — | દિલગીરી, | માજુટો. |
| ડુકા, | દુકાન, | માડુકા. |
| — | દૂધ, | માઝીવા. |
| કાનીસા, | દેવળ, | માકાનીસા. |
| વુમ્બી, | ધૂળ, | માવુમ્બી. |
| કુટી, | નારિયેળીનું પાન, | માકુટી. |
| ડાકુ, | લીલું નારિયેળ, (પીવા જેવું) | માડાકુ. |
| સ્વાલી, | પ્રશ્ન, | માસ્વાલી. |
| જીવે, | પત્થર, | માવે. |
| બોગા, | પતકાળું, | માબોગા. |
| — | પશ્ચાત્તાપ, | ટોબા. |
| — | પાણી | માજી. |

| | | |
|---|---|---|
| જાની, | પાંદડું, | માજાની. |
| જેમ્બે; | પાવડો, | માજેમ્બે. |
| પીપા, | પીપ, | માપીપા. |
| ટુમ્બો, | પેટ | માટુમ્બો. |
| સાન્ડુકુ, | પેટી, | માસાન્ડુકુ. |
| કાશા, | પેટી, ગોદી; પટારો, | માકાશા. |
| વાઝી, | પોશાક; જભ્ભો, | માવાઝી. |
| પાપાઈ, | પોપૈયુ, | માપાપાઈ. |
| ટુન્ડા, | ફળ, | માટુન્ડા. |
| ઉઆ, | ફૂલ, | માઉઆ. |
| લેન્ગેલેન્ગે, | ફોલ્લો, | માલેન્ગેલેન્ગે. |
| લોઝી, | બદામ, | માલોઝી. |
| સોકો, | બજાર;મારકીટ, | માસોકો. |
| ક્વાપા, | બગલ, | માક્વાપા. |
| ચુપા, | બાટલી, | માચુપા. |
| આગાનો, | બોલી;ઠરાવ; કરાર;પ્રતિજ્ઞા, | માઆગાનો. |
| | ભરોસો;આકીન; વિશ્વાસ;ખાત્રી; ઇતબાર, | માટુમાઇની. |
| કોસા, | ભૂલ;ચૂક, | માકોસા. |
| — | મંડળી, | માકુસાન્યીકો. |
| જામ્બો, | મામલો;વિષય; સંયોગ;પ્રયોજન; કાર્ય, | મામ્બો. |

| | | |
|---|---|---|
| ઇન્ઝી, | માખી, | માઇન્ઝી. |
| — | મુશ્કેલી;પજવણી, | માટાટા. |
| ચુન્ગ્વા, | મોસંબી, | માચુન્ગ્વા. |
| જીવુ, | રાખ, | માજીવુ. |
| બાકુલી, | વાડકો;કટોરી, | માબાકુલી. |
| ઝીઝી, | વાડો (ઢોરનો,) | માઝીઝી. |
| શામ્બા, | વાડી;ખેતર, | માશામ્બા. |
| — | વાતચીત, | માઝુન્ગુમ્ઝો. |
| વીન્ગુ, | વાદળું, | માવીન્ગુ. |
| વાઝો, | વિચાર, | માવાઝો. |
| ઉસીઆ / વાસીઆ | વીલ; દસ્તાવેજ, | માઉસીઆ. |
| શાકા, | શંકા, | માશાકા. |
| નેનો, | શબ્દ, | માનેનો. |
| — | શ્લોકો;આયના, | માશાઇરી. |
| ટાન્ગા, | સઢ, | માટાન્ગા. |
| શાઉરી, | સલાહ;સૂચના; ખાતમી, | માશાઉરી. |
| જામ્વી, | સાદડી (ખડબચડી), | માજામ્વી. |
| જુઆ, | સૂર્ય, | — |
| આગીઝો, | હુકમ; સૂચના; | માઆગીઝો. |
| કાસીઆ, | હલેસું, | માકાસીઆ. |
| કાફી, | ,, | માકાફી. |

સૂચનાઃ પહેલીઃ– પરદેશી શબ્દો જેવાં કે ઇલકાબ કે હોદ્દા-
વાળાનું બહુવચન 'મા' પ્રત્યય લગાડવાથી થાય છે.

વઝીરી, વઝીર. માવાઝીરી, વજીરો.
બોઇ, નોકર. માબોઇ, નોકરો.

આમાંના સામાન્ય ઉપયોગના ઘણાંખરા તમે પાના, ૧૨૫, ૧૨૬, ૧૨૭, ૧૨૮, ૧૨૯ ૧૩૦ ઉપર જોશો.

સૂચના. બીજીઃ– ચુપા, ગારી, ઇન્ઝી, આકુઈ, રાફીકી અને તેવા બીજા શબ્દોને, હાલની પ્રચલીત સ્વાહીલીમાં, ન વર્ગમાં ફેરવવાનું વલણ છે. જો તમે 'માશોકા હાયા' ને બદલે શોકા હીઝી કહો તો તે બહુ ખરાબ ભૂલ ન ગણાય, અને જો તમે આમ કહો 'ગારી ઇટાકુજા લીની ?' તો વ્યાકરણની દ્રષ્ટિએ તે તદ્દન ખરૂં નથી પણ અત્યારે ચારે બાજુ તમે એમ બોલાતાં સાંભળશો.

સૂચના. ત્રીજીઃ– ગુજરાતીમાં આપણે 'વસ્તુ' અગર 'ચીજ' શબ્દનો ઘણા અર્થમાં ઉપયોગ કરીએ છીએ પણ સ્વાહીલીમાં 'કીટુ'નો અર્થ પદાર્થસૂચક વસ્તુ જેવી કે ખુરશી, મેજ, લોઢાનો કટકો, વિ. માટે જ વપરાય છે. રૂપક કે ઉપમાના અર્થમાં 'વસ્તુ' અગર 'ચીજ' શબ્દ વપરાયો હોય ત્યારે સ્વાહીલીમાં 'જામ્બો' અગર 'નેનો' વાપરવો જોઇએ. જેમકે :–

| | |
|---|---|
| હીલી ની જામ્બો કુબ્વા, | આ અગત્યની વસ્તુ છે. |
| હાજુઇ નેનો લો લોટે, | તે કાંઇ પણ જાણતો નથી. |
| કીટું હીકી ની સા–, | આ વસ્તુ ઘડિયાળ છે. |

આવતો હોય તો તે 'આ' તેની સાથે જોડાઈને 'એ' (લાંબો) થાય છે. જેમકે:—

શાઉરી જેમા, સારી શીખામણ. ડાફુ જીન્ગીને, બીજું લીલું નારિયેળ.

માગોન્ડા મેઉસી, કાળી છાલ. માડાકુ મેન્ગી, ઘણાં લીલાં નારિયેળો.

માવાઝી મેઉપે, સફેદ પોશાક. માસ્વાલી મેપેસી, સહેલાં પ્રશ્નો.

## મનોયત્ન ૩૬

સ્વાહીલીમાં તરજુમો કરોઃ—

૧. ખરાબ કામ. ૨. પાકેલી બદામો. ૩. પહોળી કમાન. ૪. ભારે કુહાડી. ૫. નાનું પીપ. ૬. અખંડ વાટકો. (કટોરો) ૭. લાંબા કચોરા (વાડીનાં.) ૮. મોટા ફોલ્લા. ૯. ખાલી બાટલીઓ. ૧૦. મીઠું પીવાનું નારિયેળ. ૧૧. મોટું ટીપું. ૧૨. સડી ગયેલ ઇંડાં. ૧૩. મીઠાં ફળો. ૧૪. નાનું છિદ્ર. ૧૫. લાંબું પાંદડું. ૧૬. ટૂંકાં પાંદડાંઓ. ૧૭. સુંદર નામ. ૧૮. ભારે હલેસાં. ૧૯. મીઠી કેરીઓ. ૨૦. મોટી વાડી. ૨૧. સુંદર શ્લોકો. ૨૨. બીજી કબર. ૨૩. ઘણી કબરો. ૨૪. ઘણું પાણી. ૨૫. લાંબો લાલ ફળો. ૨૬. જૂદી ભૂલો. ૨૭ કાળી આંખો. ૨૮. સફેદ આંખો. ૨૯. લાલ આંખ ૩૦. હલકી ધૂળ (બ. વ.) ૩૧. ઘણી શંકાઓ.

સુચના. પહેલી— 'બધુંય સરખું', બધાંય સરખાં, 'મારે મન એક' એવા અર્થમાં 'મામોજા' વપરાય છે.

ની મામોજા કૂવાન્ગુ, મને બધુંય સરખું છે.

સુચના. બીજી- હાલની સ્વાહીલીમાં 'જીન્ગીને' ને બદલે 'લીન્ગીને' નો વધારે વપરાશ છે; આ 'લ' પ્રત્યય આમ છતાં બીજા વિશેષણો સાથે વપરાતો નથી.

**સર્વનામ, મા-વર્ગ.**—સર્વનામના પ્રત્યયો 'લી' અને 'યા' છે. એકલા વપરાય ત્યારે 'છે' ક્રિયાપદનો અર્થ દર્શાવે છે.

| | |
|---|---|
| કાશા લી ઝીટો, | પટારો ભારે છે. |
| માકાશા યા માઝીટો, | પટારા ભારે છે. |

તેજ પ્રત્યયો ક્રિયાપદને કર્તા પ્રત્યય તરીકે લાગે છે (જુઓ પાનુ ૩૮, ૪૭).

| | |
|---|---|
| ડાકુ લીમેઆન્ગુકા, | લીલુ નારિયેળ પડેલું છે. |
| માડાકુ યામેઆન્ગુકા, | લીલાં નારિયેળો પડેલાં છે. |

ક્રિયાપદનું કર્મ બતાવવાને કર્મ પ્રત્યય તરીકે પણ આજ પ્રત્યયો વપરાય છે. (જુઓ પાનું ૬૦).

વાપાગાઝી હાવાકુલીચુકુઆ કાશા, મજૂરો પટારાને ઊંચકી ન ગયા.
વાપાગાઝી હાવાકુયાચુકુઆ માકાશા, મજૂરો પટારાઓને ઊંચકી ન ગયા.

સ્વર અગાડી પ્રત્યયના સ્વરો ઉડી જાય છે. જૂઓ પાના, ૬૪, ૭૦, ૭૧.

| | |
|---|---|
| જીચો લાટાકા ડાવા, | આંખને દવાની જરૂર છે. |
| માચો યાટાકા ડાવા, | આંખોને દવાની જરૂર છે. |

**દર્શક,આવર્ગ** :— તે જ પ્રમાણે બને છે અને 'હીલી', 'લીલે', 'હાયા', અને 'યાલે' (દર્શક) છે.

કાશા હીલી, આ પટારો    માકાશા હાયા, આ પટારાઓ
કાશા લીલે, પેલો પટારો  માકાશા યાલે, પેલા પટારાઓ

**કયો, કઇ, કયું ? આ વર્ગ** :– પ્રશ્નાર્થ. લીપી ? અને યાપી ? છે.

જાશ્ઓ લીપી ? કઈ બાબત ? કઇ વસ્તુ ?
માશ્ઓ યાપી ? કઇ બાબતો ? કઈવસ્તુઓ ?

**કબજો બતાવનાર, આ વર્ગ** :– છઠી વિભકિતનો ના, નો, ની, નું, નાં, આ, વર્ગમાં 'લ' અને 'ય' પ્રત્યયથી બને છે જૂઓ પાનું ૭૩.

કાશા લા આલી,  અલીનો પટારો. જીના લાકે, તેનું નામ.
કાશા લાન્ગુ,   મારો પટારો.  માજીના યાકે, તેનાં નામો.
માકાશા યા આલી, અલીના પટારા. જીના લાઓ, તેઓના નામ.
માકાશા યાન્ગુ,  મારા પટારા.  માજીના યેનુ, તમારા નામો.

તેવીજ રીતે, બધું (આખુ) માટે એકવચનમાં 'લોટે' અને બહુવચનમાં 'યોટે' છે. 'વાળુ' (સહિત) વગેરેને માટે એકવચનમાં 'લેન્યે' અને બહુવચનમાં 'યેન્યે' છે. તેની મેળે (પોતાની મેળે)માટે એકવચનમાં 'લેન્યેવે' અને બહુવચનમાં 'યેન્યેવે' છે જૂઓ પાનું ૮૧, ૮૨.

કાશા લોટે, આખો પટારો,  માકાશા યોટે, બધા પટારાઓ
બાકુલી લેન્યે ઈંડાવાળો   માબાકુલી યેન્યે ઈંડાવાળા
માયાઇ,    વટકો,     માયાઇ,    વાટકાઓ.

જીનો લેન્યેવે, દાંત પોતે, મેનો યેન્યેવે, દાંત (બ.વ.) પોતે.

**સંબંધી, મા-વર્ગ**— 'મા' વર્ગના સંબધી પ્રત્યયો એકવચનમાં 'લો' અને બહુવચનમાં 'યો' છે જૂઓ પાનુ, ૮૫.

| | |
|---|---|
| જીનો લીનાલોઉમા, | દાંત જે દુઃખે છે. |
| જીનો લીવીલોઉમા, | દાંત જે દુઃખ્યો. |
| જીનો લીટાકાલોઉમા, | દાંત જે દુઃખશે. |
| મેનો યાનાયોઉમા, | દાંત (બ.વ.) જે દુઃખે છે. |
| મેનો યાવીયોઉમા, | દાંત (બ.વ.) જે દુઃખ્યા. |
| મેનો યાટાકાયોઉમા, | દાંત (બ.વ.) જે દુખશે. |
| કુકુરીઆ નીવીલોલીનુનુઆ, | ટોપ જે મેં ખરીદ્યો. |
| માકુકુરીઆ નીવીયોયાનુનુઆ, | ટોપ (બ.વ.) જે મેં ખરીદ્યા. |

**અનિશ્ચિત સર્વનામ, મા-વર્ગ.**—નીચે પ્રમાણે છે-
પીપાલોલોટે, કોઇ પણ પીપ. માપીપાયોયોટે, કોઇ પણ પીપ (બ. વ.)

**ન-કાર કાળો, મા-વર્ગ.**—મા-વર્ગના ન-કાર કાળના પ્રત્યયો એકવચનમાં 'હાલી' છે અને બહુવચનમાં 'હાયા' છે. ન-કાર સંકેતાર્થમાં પ્રત્યયો એકવચનમાં 'લીસી', અને બહુવચનમાં 'યાસી' થાય છે જૂઓ પાનું ૧૩૧, ૧૩૮.

| | |
|---|---|
| ટોને હાલીઆન્ગુકી, | ટીપું પડતું નથી. |
| માટોને હાયાઆન્ગુકી, | ટીપાં પડતાં નથી. |
| ટાન્ગા હાલીકુશુકા, | સઢ નીચે આવ્યું નથી. |

માટાન્ગા હાયાકુશુકા, સદ્દો નીચે આવ્યા નથી.
જીનો હાલીટાઉમા, દાંત દુઃખશે નહિ.
મેનો હાયાટાઉમા, દાંત (બ. વ.) દુઃખશે નહિ.
યાઈ લીસીઓઝે, કે ઇંડું બગડે નહિ.
માયાઇ યાસીઓઝે, કે ઇંડાં બગડે નહિ.
શોકા લીસીલોકાટા, કુહાડી જે કાપતી નથી.
માશોકા યાસીયોકાટા, કુહાડી જે કાપશે નહિ.
(બ. વ.)

## મનોયત્ન ૩૭

સ્વાહીલીમાં તરજુમો કરો:–

૧. તે પોતાનું ખેતર ખેડે છે. (ચાલુ વ.) ૨. હું સરદારની ઇચ્છાઓ સ્વીકારૂં છું. ૩. સંભાળ રાખો કે મારી પેટીઓ ખોવાઇ જાય નહિ. ૪. ઘણી મૂશ્કેલીઓ હૃદયને ભાંગે છે. ૫. મોસંબીના વૃક્ષોને હમણાં ફળ આવે છે (ચાલુ વ.) તેઓનાં ફળો મોસંબી છે. ૬. રેલગાડી મોડી છે, તે હજુ સુધી આવી નથી. ૭. પેલા પાવડાઓ કયાં છે? ૮. તમે કુહાડીઓ છાપરામાં મૂકી? ૯. મારી આંખો આજે દુઃખે છે. ૧૦. મેં તેની સારી શિખામણ સ્વીકારી છે. ૧૧. તેઓનો જવાબ મને આનંદ આપતો નથી. ૧૨. વાટકો જે મેં મંગાવ્યો તે હજુ સુધી આવ્યો નથી. ૧૩. શા માટે તમે દૂધને પાણી સાથે ભેળવ્યું છે? ૧૪. તેલ ચોરો નહિ. ૧૫. આપણું કરારનામુ હજુ સુધી પૂરૂં થયું નથી. ૧૬. કાન પોતે ઈજા કરતો નથી. ૧૭. આ ફળ પાકેલું નથી. ૧૮. રસ્તા ઉપર અમે પાશ્ચાત્યની કબર પાસે પસાર થયા

આ કડવી છાલે તેને સાજો કર્યો નહિ. ૨૦.ઇડાંઓને પડવા દો નહિ, તેઓ ભાગી જશે. ૨૧. તેણે પોતાનો ગોઠણ ગઈ કાલે કાપ્યો. ૨૨. સખત શબ્દો અમને મારશે નહિ (જાનથી) ૨૩ દિલગીરી મને ચૂકવશે નહિ. ૨૪. અમે શહેરમાં જે દેવળ બાંધીએ છીએ (ચાલુ વ.) તે મોટું છે. ૨૫. આ કાર્ય હજુ સુધી પૂરૂં થયું નથી. ૨૬. તમને કયા હલેસાં જોઈએ છે? ૨૭. કયો દાંત દુઃખે છે? ૨૮. જ્યારે તે ત્યાં ઉભો હતો ત્યારે બાણ તેની આંખમાં લાગ્યું. ૨૯. હું જંગલમાં મોટી આગની સફેદ રાખ (બ. વ. મુકરર) જોઉં છું. ૩૦. પેલી બાટલીમાં આ દવાના પાંચ ટીપાં નાંખો. ૩૧. તમે કઈ શીશી કહી? ૩૨. તેઓએ જે ગાડું ખરીદ્યું તે મેં જોયું છે, તે સડેલું છે. ૩૩. આ માખીઓ મને આજે હેરાન કરે છે. આ કરારનામું છે જે આપણે બનાવ્યું, તમે અને મેં. ૩૫. ઘણા શબ્દો અહીંયાં ભૂલો સાથે.

## સાધિત ક્રિયાપદો

### સહભેદ

ક્રિયાપદના સામાન્ય કાળના રૂપને છેડે આવેલો 'આ' બદલીને 'વા' કરવાથી સ્વાહીલીમાં સહભેદ બને છે.

| | |
|---|---|
| નાપેન્ડા, | હું ચાહું છું. |
| નાપેન્ડ્વા, | હું ચહવાઉં છું. |
| નીનાપેન્ડા, | હું ચાહું છું (ચાલુ વ) |
| નીનાપેન્ડ્વા, | હું ચહવાઉં છું (ચાલુ વ.) |
| નીમેપેન્ડા, | મેં ચાહ્યું છે. |

| | |
|---|---|
| નીમેપેન્ડ્વા, | હું ચહવાયો છું |
| નાલીપેન્ડા, | મેં ચાહ્યુ. |
| નાલીપેન્ડ્વા, | હું ચહવાયો. |
| નીટાપેન્ડા, | હું ચાહીશ. |
| નીટાપેન્ડ્વા, | હું ચહવાઇશ. |
| નીપેન્ડે, | મને ચાહવા દો. |
| નીપેન્ડ્વે, | મને ચહવાવા દો. |
| નીન્ગેપેન્ડા, | જો હું ચાહીશ તો. |
| નીન્ગેપેન્ડ્વા, | જો હું ચહવાઇશ તો |
| નીન્ગાલીપેન્ડા, | જો મેં ચાહ્યુ હશે તો. |
| નીન્ગાલીપેન્ડ્વા, | જો હુ ચાહવામાં આવ્યો [હોઇશ, તો. |
| નીકીપેન્ડા, | જો હુ ચાહું તો. |
| નીકીપેન્ડ્વા, | જો હું ચહવાઉં તો. |
| નીકાપેન્ડા, | અને મેં ચાહ્યુ. |
| નીકાપેન્ડ્વા, | અને હું ચહવાયો. |
| સીપેન્ડી, | હું ચાહતો નથી. |
| સીપેન્ડ્વી, | હું ચહવાતો નથી. |
| સીકુપેન્ડા, | મેં ચાહ્યુ નહિ. |
| સીકુપેન્ડ્વા, | હું ચહવાયો નહિ. |
| સીટાપેન્ડા, | હું ચાહીશ નહિ. |
| સીટાપેન્ડ્વા, | હું ચહવાઇશ નહિ. |
| સીન્ગેપેન્ડા, | જો હું ચાહીશ નહિ તો. |
| સીન્ગેપેન્ડ્વા, | જો હું ચહવાઇશ નહિ તો |

| | |
|---|---|
| મીન્ગાલીપેન્ડા, | જો મેં નહિ ચાહ્યું હશે તો. |
| સીન્ગાલીપેન્ડ્વા, | જો મને ચાહવામાં નહિ આવ્યો હશે તો. |
| નીસીપેન્ડે, | કે હું ચાહું નહિ તો. |
| નીસીપેન્વે, | કે હું ન ચહવાઉં તો. |
| નીસીયેપેન્ડા, | હું જે ચાહતો નથી. |
| નીસીયેપેન્ડ્વા, | હું જે ચહવાતો નથી. |
| સીજાપેન્ડા, | હજુ સુધી મેં ચાહ્યું નથી. |
| સીજાપેન્ડ્વા, | હું હજુ સુધી ચહવાયો નથી. |

ક્રિયાપદો જેને છેડે 'ઇ' 'ઉ' અને 'એ' હોય; અને બીજાઓ જેને છેડે 'આ–' (લાંબો), 'ઓઆ' અને 'ઉઆ' આવતા હોય તો તેના ખાસ સહ્યભેદના રૂપો છે જે આગળ ઉપર સમજાવવામાં આવશે. છેલ્લા બે દાખલામાં 'ઉઆ' અને 'ઉવા' અને 'ઓઆ' અને 'ઓવા' ને (ઓળખી) વરતી કાઢવાને મુશ્કેલી ઉભી થાય છે તે દેખીતું કારણ છે. જે ક્રિયાપદોને છેલ્લે 'ઓઆ' નથી આવતા તે બધા અરબી શબ્દો હોવાથી ઓછા વધતા પ્રમાણમાં અનિયમીત છે.

'થી', જેનાથી કાર્ય બન્યું હોય તેનાથી, સહ્યભેદ ક્રિયાપદ પછી 'ના' મૂકવાથી દર્શાવાય છે. જેમકે :–
નાલીપીગ્વા ના જુમ્બે, હું સરદારથી મરાયો (મારવામાં આવ્યો)

સૂચના પહેલી:– બીજા સહ્યભેદો નામયોગી અવ્યયના રૂપો સાથે સમજાવવામાં આવ્યા છે. પાનુ ૧૭૦

સૂચના બીજી:– 'કુઉઆ' નું સહ્યભેદ 'કુઉઆવા' છે.

સૂચના ત્રીજીઃ– એકવાર તમોએ 'પેન્ડા'માંથી સહ્યભેદ 'પેન્ડ્વા' બનાવ્યું એટલે તમોએ એક નવું, બીજા સાધિત ક્રિયાપદો જેવું ક્રિયાપદ બનાવ્યું. તમારા ક્રિયાપદની ટીપોમાં અગાઉ કેટલાક ક્રિયાપદ સહ્યભેદમાં આવ્યા છે, પરંતુ તે વખતે તમોને ખબર ન્હોતી કે તેઓ સહ્યભેદ છે. જેવાં કે, ઝાલીવા, ચેલેવા, ઓલેવા, વીવા, ક્રાનીકીવા; આવી રીતમાં સ્વાહીલી બીજી ભાષાઓ કરતાં ઘણી સ્હેલી છે.

## મનોયત્ન ૩૮

સ્વાહીલીમાં તરજુમો કરોઃ–

૧. હું મરાયો (મને મારવામાં આવ્યો); તમે મરાયા નથી (તમને મારવામાં આવ્યા આવ્યા નથી.) ૨. તે સિપાઇથી મરાશે. ૩. તેમને મરાવવા દો. ૪. કે મને મારવામાં આવે નહિ. ૫. વૃદ્ધ માણસને છેતરવામાં આવશે. ૬. ભાલું લાવવામાં આવ્યું. ૭. બે ગૂપડાં બાંધવામાં આવે છે. ૮. હજુ સુધી સરદાર દટાયો નથી (હજુ સુધી સરદારને દાટવામાં આવ્યો નથી.) ૯. માણસોને બોલાવવામાં આવ્યા. ૧૦. કુતરાની સંભાળ રખાવવા દો. ૧૧. પાશ્ચાત્યોને જીતવામાં આવશે નહિ (જીતાશે નહિ). ૧૨. રસોઇ પકાવવામાં આવી છે. ૧૩. શહેર ચાર પરદેશીઓથી ઘુસાવવામાં આવ્યું છે. ૧૪. દરવાજાને બંધ કરવામાં આવ્યો હતો. ૧૫. મને બીવડાવવામાં આવ્યો નથી. ૧૬. બાળકોને હજુસુધી ખવડાવવામાં આવ્યા નથી. ૧૭. મેં ભાલા (બ. વ. મુકરર) મંતાડયા નથી. તેઓને માચીકોથી મંતાડવામાં આવ્યા છે.

૧૮. જો મેં તેને કહ્યું હોત તો મને પાશ્ચાત્યોથી ચાહવામાં આવ્યો નહોત ૧૯. સીડી કયાં મૂકાએલી છે? ૨૦. રખેવાળને રાજી કરવામાં આવ્યો નથી. ૨૧. તમને યાદ કરવામાં આવશે નહિ. ૨૨. તમારો સરદાર અમારા બાળકોથી યાદ નહિ કરાશે. ૨૩. અરીસો હજુસુધી પાછો અપાયેલ નથી. ૨૪. બાળકોને પાશ્ચાત્યથી શીખવા દો નહિ. ૨૫. મને તેના રસોયાથી કહેવામાં આવ્યું. ૨૬. ભાલું સરદારથી ફેંકાણું ૨૭. ગધેડો સિંહથી પકડાયો અને મરાયો.

## સંયુકત ક્રિયાપદ (જેવો અર્થ)

(બે ક્રિયાપદ ભેગાં થઈ તેમાંથી સંયુકત અર્થને બદલે જુદોજ અર્થ નીકળે તેવાં ક્રિયાપદ સંયુકત ક્રિયાપદ કહેવાય છે. વધારે ખુલાસા માટે જુઓ. રા. બ. ક. પ ત્રિવેદીનું ગુજરાતી ભાષાનું બહદ્ વ્યાકરણ. અંગ્રેજીમાં આને 'સ્ટેટીવ' કહેવાય છે અને તે એક શબ્દ લખવામાં તથા બોલવામાં અનુકૂળ હોવાથી સંયુકત ક્રિયાપદ (જેવો અર્થ) ને બદલે તે વાપરવામાં આવ્યો છે.)

સ્વાહીલીમાં એક કાળ એવો છે જેનો અર્થ ઉપરના સંયુકત ક્રિયાપદ જેવો થાય છે અને તે લગભગ સહાભેદને મળતા અર્થ જેવો છે. તે ક્રિયાપદમાં છેલ્લે આવેલ 'આ' ને બદલે ક્રિયાપદને છેડે 'ઈકા' અગર 'એકા' લગાડવાથી થાય છે. ઘણા ખરાક્રિયાપદો જેને છેડે ઇ, ઉ, અને 'ઓ' (અરબી શબ્દો) આવે તો તે પણ તેવીજ રી ક્રિયાપદમાં છેલ્લે આવેલ સ્વરને બદલે 'ઈકા' અગર 'એકા' લગાડીને 'સ્ટેટીવ' બનાવાય છે.

જો ક્રિયાપદના છેલ્લે આવેલ સ્વર અગાડી 'આ' 'ઇ' કે 'ઉ' હોય તો તેને '–ઇકા' લાગે છે.

જો ક્રિયાપદના છેલ્લે આવેલ સ્વર અગાડી'એ' કે 'ઓ' હોય તો તેને 'એકા' લાગે છે.

આ નીચે પ્રમાણે યાદ રાખી શકાય છે; પહેલાં મુઠ્ઠી વાળો; પછી આંગળાંના સાંધા જુઓ; તમે આંગળીના સાંધાથી બનેલાં ઢેકા જોશો ૧લો. ઢેકો 'આ'નો; બીજો 'ઇ'નો; ત્રીજો 'ઉ'નો. હવે આ ત્રણ ઢેકાથી બનેલા બે ખાડા અગર પોલાણવાળી જગ્યા; ૧ લો ખાડો, 'એ'નો અને બીજો ખાડો 'ઓ'નો. આ ઉપરથી સમજ્યા હશો કે 'આ,' 'ઇ,' ને 'ઉ' ઢેકા ઉપર આવ્યા, અને 'એ' અને 'ઓ' ખાડામાં આવ્યા; જે ઢેકા ઉપર આવ્યા તેને 'ઇકા' અને જે ખાડામાં આવ્યા તેને 'એકા' લાગે. આ યુક્તિ અગર ચાવી તમોને આગળ ઉપર બીજા સાધિત ક્રિયાપદોના રૂપોમાં કામ આવશે.

| મૂળ શબ્દ | 'સ્ટેટીવ' (સંયુક્ત ક્રિયાપદ જેવો અર્થ) |
|---|---|
| વુન્જા, ભાંગવું. | વુન્જીકા, ભાંગી ગયું. |
| કાટા, કાપવું. | કાટીકા, કપાઇ ગયું (બે ભાગમાં થવું). |
| પીટા, પસાર થવું. | પીટીકા, પસાર થઇ શકાય એવું. |
| સેમા, કહેવું. | સેમેકા, કહી શકાય એવું (કહેવાને યોગ્ય). |
| ઓના, જોવું. | ઓનેકા, દેખી શકાય એવું(દ્રષ્ટિગમ્ય). |
| સામેહે, માફ કરવું. | સામેહેકા, માફ કરાય એવું (ક્ષમ્ય.) |

હારીણુ, બગાડવું. હારીબીકા, બગડી ગયું (જવું).
કુબાલી, કબૂલ કરવું. કુબાલીકા, માન્ય કરવા યોગ્ય (ગ્રહણીય).
વુન્જા. 'જા' ની અંદર રહેલો 'આ' સ્વર તેની અગાડી 'વુ' ની અંદર રહેલો 'ઉ' સ્વર આવ્યો તો 'ઇકા' લાગ્યો ને વુન્જીકા થયું. તેવીજ રીતે,
કાટા. 'ટા'ની અંદર રહેલો 'આ' સ્વર, તેની અગાડી 'કા'ની અંદર રહેલો 'આ' સ્વર આવ્યો તો 'ઇકા' લાગ્યો ને કાટીકા થયું વગેરે.
સેમા, ઓના. તેમાં છેલ્લે આવેલ 'આ' સ્વર અગાડી 'એ' સ્વર અને 'ઓ' સ્વર આવવાથી 'એકા' લાગ્યો. જેમકે સેમેકા, ઓનેકા,

ક્રિયાપદને છેડે બે સ્વર હોય તો છેલ્લા સ્વર 'આ' નો'કા' થાય છે જેમકેઃ-
કુન્ગુઆ, ઉઘાડવું, કુન્ગુકા, ઉઘડી જવું.
ન્ગોઆ, મૂળમાંથી ઉખેડવું. ન્ગોકા, જડમૂળમાંથી કઢાઇ (ઉખડી જવું.)

' કુન્ગુઆ ' માં 'ગુ'ની અંદર રહેલો 'ઉ' સ્વર અને છેલ્લે આવેલ 'આ' એમ બે સ્વર થયાં,

'ન્ગોઆ' માં 'ગો'ની અંદર રહેલો 'ઓ 'સ્વર અને છેલ્લે 'આ' સ્વર એમ બે સ્વર થયા. જેથી છેલ્લા સ્વર 'આ'નો 'કા' થઇ ગયો.

કેટલાક ક્રિયાપદો કે જેને છેડે 'શા' હોય તો 'શા' ઉડી જાય છે અને તેને ઠેકાણે 'કા' લાગે છે. જેમકેઃ-
રડશા ચમકવું રડુકા, ચમકાવવું. (ચમકી જવું.)

ખરી રીતે સ્ટુશા પોતે સ્ટુઆ એટલે કૂદવું; ઉપડવું, કે જે હાલમાં ઉપયોગમાં નથી તેમાંથી બનેલું છે અને 'સ્ટુકા' જેનો સંયુકત અર્થ થાય છે જેમકે ચમકી જવું, ભડકવું, અગર ભડકી જવું તે પણ શબ્દ 'સ્ટુઆ'માંથી નીકળેલ છે. ('સ્ટુકા' પોતે 'સ્ટેટીવ' છે.)

'ઓશા' (ધોવું) નું નિયમ પ્રમાણે 'ઓશેકા' (ધોઈ શકાય તેવું, ધોઈ નખાય તેવું.) બને છે.

થોડાંક ક્રિયાપદો કે જેને છેડે 'આઉ' (અરેખી) આવે છે તેનુ 'સ્ટેટીવ' (સં. ક્રિ. જેવો અર્થ) 'લીકા' લગાડવાથી થાય છે.

'સાહાઉ,' ભૂલવું. સાહાઉલીકા, ભૂલાઈ જાય એવું.

## મનોયત્ન ૩૯.

નીચે લખેલાનું 'સ્ટેટીવ' લખોઃ—

(અ)

૧. વાપરી શકાય. ૨ કરી શકાય. ૩. છોડી શકાય. ૪. ઉઘાડી શકાય. ૫. (ઢાંકણું) નાશ કરી શકાય. ૬. છૂટું છવાયું કરી શકાય. ૭. ભાગ પાડી શકાય. ૮. છોડી દેવાય (મૂકી જવાય.) ૯. માપી શકાય. ૧૦. મિશ્રણ કરાય. ૧૧. ભાગી નખાય (શકાય). ૧૨. ઊંચું કરી શકાય. ૧૩ ભેળું કરી શકાય. ૧૪. સાંભળી શકાય. ૧૫. જોઈ શકાય. ૧૬. માન્ય કરી શકાય. ૧૭. વાપરી શકાય (એવું).

સ્વાહીલીમાં તરજુમો કરોઃ—

(ક)

૧. આ રસ્તો વિકટ છે (પસાર ન થવાય તેવો છે.)

૨. આ શબ્દો આજે વપરાયેલા છે. ૩. પાણી અને તેલ મિશ્રણ કરી શકાય નહિ. ૪. મારી છરી ભાંગી ગઇ છે. ૫. તેનો ગુનો ન ભૂલી શકાય એવો અને અક્ષમ્ય છે. ૬. મને તુચ્છકારવામાં આવે (ધિક્કરવામાં આવે તે) મને પસંદ નથી. ૭. શા માટે આ પેટી વાપરવામાં આવેલી છે? ૮. પૈસા કયારે વાપરવામાં આવેલા? ૯. આ કંપડાં કેવી રીતે ફાડવામાં આવ્યા? ૧૦. પાણી ઉકળે છે. ૧૧. સંજોગો બદલાય ગયા છે. ૧૨. આ, ચીજોમાંની એક જે કરવામાં આવેલી નથી. (જે ચીજો કરવામાં આ.લી નથી તેમાંની આ એક છે)

હવે ક્રિયાપદોની ટીપમાં ફરીથી નજર કરો અને જે ક્રિયાપદને છેડે 'કા' આવેલો હોય તે જુઓ. 'ઓકોઆ,' બચવું, 'ઓકોકા' ભાગી જવું; બચી જવું. 'ઓકોકા' એ 'ઓકોઆ' આમાંથી બનેલું 'સ્ટેટીવ' છે. બીજા જેવાંકે, વેકા ફીકા, રૂકા, ટાકા, પીકા, તે સામાન્ય હમેશના ક્રિયાપદો છે કે જેના મૂળ રૂપને છેડે 'કા' ગોવેલો છે; અને 'ઓકા' શબ્દ 'ઓઆ'નુ 'સ્ટેટીવ' નથી જ પણ તદ્દન જૂદું જ મૂળરૂપ છે, તેમ છતાં ઘણાંખરાં કિયાપદો કે જેને છેડે 'કા' આવે છે તેનો 'સ્ટેટીવ' અર્થ હોય છે. વધારે ગૂંચવાડાવાળો શબ્દ 'કુનીકા' છે જેનો હજુ ખરો અર્થ 'ઢાંકી શકાય એવું' થઇ શકે પરંતુ 'કુના' શબ્દ કે જે હાલમાં વપરાશમાં નથી અને જેનાં અર્થ 'ઢાંકવું' થાય છે તે અર્થ તેણે (કુનીકા) પચાવી પાડયો છે. વળી તેનું બમણું 'સ્ટેટીવ' અહીંયાં થઇ ગયું, જેમકે :-

'કુનીકીકા', ઢાંકી શકાય તેવું.

'સ્ટેટીવ'ના અર્થમાં અને સહયભેદના અર્થમાં જે મુખ્ય તફાવત છે તે ખાસ ધ્યાનમાં રાખવાનો છે. જ્યારે અમુક વસ્તુ બની હોય પણ તે કોનાથી બની છે તે ખ્યાલ બોલનારના ધ્યાનમાં ન હોય પણ કાર્યના પરિણામથી થયેલી વસ્તુની સ્થિતિ જણાવવાની હોય ત્યારે સ્વાહીલીમાં 'સ્ટેટીવ' (રૂપ) વાપરવું જોઇએ. જ્યારે સહ્યભેદમાં વસ્તુ કોનાથી બની છે તે વિચાર (બોલનારના) ધ્યાનમાં હોય છે.

કીમેવુન્જીકા, તે (વસ્તુ) ભાંગી ગઇ છે. (અહીંયાં વસ્તુ ભાંગેલી છે પણ કોનાથી તે ખ્યાલમાં નથી.)

કીમેવુન્જ્વા ના નાની, તે (વસ્તુ) કોનાથી ભંગાણી છે ?

અહીંયાં સહ્યભેદ વપરાયો છે કારણ કે તે ચીજ કોનાથી ભંગાણી છે તે ખ્યાલમાં હોવાથી પૂછાયું છે.

## નામયોગી (અવ્યય) નું રૂપ

સ્વાહીલીમાં, ક્રિયાપદનું સહ્યભેદ કે 'સ્ટેટીવ' ક્રિયાપદના છેલ્લા શબ્દમાં ફેરફાર કરવાથી થાય છે.

તેવીજ રીતે ગુજરાતીમાં નામયોગી ચતુર્થ્યર્થકમાં વપરાયું હોય ત્યારે સ્વાહીલીમાં (વળી બીજો) ફેરફાર થાય છે. આ જાતના ફેરફારથી થતા ક્રિયાપદના રૂપને નામયોગી રૂપ કહેવાય છે.

(ચતુર્થ્યર્થક, કાજે; માટે; વાસ્તે; સારૂ)

જેમકે, લાવવું એટલે કુલેટા, પરંતુ મારી પાસે

તેને સ્વાહીલીમાં 'કુલેટા સ્વા મીમી' થી દર્શાવાય નહિ, સાચું વાક્ય 'કુનેલેટીઆ' છે જેનો અર્થ સારા માટે લઈ આવ (મારી પાસે લઈ આવ.) આવી રીતે આ બન્ને ભાષાઓ જુદી રીતે પોતાના અર્થ દર્શાવે છે છતાં ઉદ્દેશ એકજ સાધે છે.

સ્વાહીલીમાં સીધી રચનામાં, લાવવામાં આવેલી ચીજ એ ક્રિયાપદનું કર્મ છે પરંતુ નામયોગી રચનામાં જે માણસ પાસે અગર જે માણસ વાસ્તે (કાજે, માટે, સારૂ) ચીજ લાવવામાં આવી છે, તે માણસ ક્રિયાપદનું સાચું કર્મ છે.

આ બહુજ મહત્વનું (જરૂરનું) છે કારણ કે નામયોગી રૂપની રચનામાં મૂળભેદ તેમજ સહ્યભેદ હોય છે, (જેમ સીધી રચનામાં મૂળભેદ તેમજ સહ્યભેદ હોય છે તેમ). અને જ્યારે આપણે નામયોગી રૂપના સહ્યભેદ ઉપર વિચાર કરીએ છીએ ત્યારે આખી સ્વાહીલી ભાષામાં સમજવા માટે અઘરામાં અઘરી વસ્તુ આ છે તેમ જણાયં છે.

પરંતુ પહેલાં આપણે ખાસ જાણવાનું એ છે કે બીજી ભાષામાં જે ચતુર્થ સંપ્રદાન-વિભક્તિ-અગર પરોક્ષ કર્મ કે દૂરનું કર્મ છે તે જ સ્વાહીલી ભાષામાં સાચામાં સાચું નામયોગી રૂપનું કર્મ છે (એટલે કે લગભગ દરેક કિસ્સામાં જે મનુષ્ય કે વ્યકિતની પાસે અગર વ્યકિત માટે (કાજે, વાસ્તે, સારૂ) કાર્ય કરવામાં આવ્યું હોય તે.).

| | |
|---|---|
| અમેલેટા બારૂઆ (બારૂવા) | તેણે પત્ર આણ્યો છે. (તે પત્ર લાવ્યો છે.) |

આમેનીલેટેઆ બારૂઆ (બારૂવા), તે મારે માટે પત્ર લાવ્યો છે.

આ છેલ્લા વાકયનું વિવરણ નીચે પ્રમાણે કરી શકાય.

"તેણે કાગળની બાબતમાં મારા ઉપર કાર્ય લઇ આવવાનું ભજવ્યું છે." 'ની', ક્રિયાપદનું કર્મ છે.

નામયોગી (અવ્યય)નું રૂપ નીચે પ્રમાણે બને છે.

ક્રિયાપદમાં રહેલ 'આ' બદલીને 'ઇઆ' અગર 'એઆ' લગાડીને. ઘણા ખરા ક્રિયાપદો કે જેને છેડે 'ઇ', 'ઉ' અને 'એ' (અરબી શબ્દો) હોય તેનો છેલ્લો શબ્દ પણ તેવીજ રીતે બદલે છે.

જો ક્રિયાપદને છેડેના સ્વર અગાડી 'આ', 'ઇ' કે 'ઉ' આવતું હોય તો તેને 'ઇઆ' લાગે છે.

જો ક્રિયાપદને છેડેના સ્વર અગાડી 'એ' કે 'ઓ' આવતો હોય તો તેને 'એઆ,' લાગે છે. આ યાદ રાખવા માટે 'સ્ટેટીવ'માં આપેલી ચાવી જુઓ.

| | | | | |
|---|---|---|---|---|
| ફુન્ગા, | બાંધો. | ફુન્ગીઆ, | (કોઇ)ના માટે | બાંધો |
| પાટા, | મેળવો, | પાટીઆ, | ,, | ,, મેળવો. |
| લીમા, | ખેડો | લીમીઆ, | ,, | ,, ખેડો. |
| લેટા, | લાવો | લેટેઆ, | ,, | ,, લાવો. |
| શોના, | સીવો. | શોનેઆ, | ,, | ,, શીવો. |
| સામેહે, | માફ કરો. | સામેહેઆ, | ,, | ,, માફ કરો. |
| જીબુ, | જવાબ આપો. | જીબીઆ | ,, | ,, જવાબ આપો. |

બીજો ઉપયોગઃ– જ્યારે નામયોગીના પછી 'આલી' શબ્દ આવ્યો હોય તો કાર્ય પૂર્ણ થએલું અને છેલ્લું છે એવું સૂચવે છે.
ઉકાઈટુપીએ આલી, જા અને દૂર ફેંકી આવ.

આથી દેખીતું છે કે ઉપલી બે ઢબની રીત સિવાય નામયોગી કર્મ પ્રત્યય વગર વારંવાર આવતું નથી, અને તેનો નિયમિત અગર સાધારણ અર્થ, વ્યકિતના સંબંધમાં તેના લાભાર્થે અગર પ્રસંગોપાત તેના હાનિના કાર્યમાં હોય છે.

જ્યારે કોઈ કિયાપદના મૂળરૂપને સહ્યભેદમાં બદલાવવામાં આવે છે ત્યારે મૂળરૂપનું કર્મ સહ્યભેદમાં કર્તા બને છે. જો આ બાબત બરાબર સમજાય તો નામયોગી સહ્યભેદનો ઉપયોગ તદ્દન સ્પષ્ટ બનશે.

આલી આમેલેટા બારૂવા (બારૂઆ,) અલી પત્ર લાવ્યો છે.
બારૂવા, પત્ર, કર્મ છે. (સ્વાહીલીમાં)
બારૂવા ઇમેલેટ્વા ના આલી, પત્ર અલીથી લાવવામાં આવેલ છે.
બારૂવા (બારૂઆ,) પત્ર, કર્તા છે. (સ્વાહીલીમાં)
આલી આમેકુલેટેઆ બારૂવા, અલી તમારા માટે પત્ર લાવ્યો છે.

(કુ,) તમે, કર્મ છે. (સ્વાહીલીમાં)
ઉમેલેટેવા બારૂવા ના આલી, તમારી પાસે અલીથી પત્ર આણવામાં આવેલો છે.

(ઉ,) તમે, કર્તા છે. (સ્વાહીલીમાં)

આ રચના શરૂઆત કરનારને માટે ખરેખર અઘરી

કુરાહી, આનંદ પામો. કુરાહીઆ, કોઇ ના માટે આનંદ પામો.

ક્રિયાપદને છેડે બે સ્વર હોય તો છેલ્લા સ્વર 'આ' ને બદલે 'લીઆ' અને 'લેઆ' લગાડવામાં આવે છે.

કુન્ગુઆ, ઉઘાડ. કુન્ગુલીઆ, કોઇના માટે ઉઘાડ.
ન્ગોઆ, મૂળમાંથીઉખેડ. ન્ગોલેઆ, ,, ,, મૂળમાંથીઉખેડ.

પરંતુ આનો ખરો ખુલાસો એવો છે કે ક્રિયાપદોને છેડે જ્યારે બે સ્વરો આવેલા હોય છે ત્યારે 'લ્' નો લોપ થયેલો હોય છે. જ્યારે નામયોગી રૂપ બનાવવું હોય ત્યારે બે સ્વરની વચમાં તે (આ 'લ્') રાખવામાં આવે છે; એટલે 'કુન્ગુઆ' ખરી રીતે 'કુન્ગુલા' છે અને તેને 'ઇઆ' લાગ્યું એટલે 'કુન્ગુલીઆ' થયું જે ઉપરના નિયમ પ્રમાણે બન્યું એટલે નિયમિત છે.

કેટલાક થોડા ક્રિયાપદને છેડે 'આઉ' (અરબી) છે જેનું નામયોગી 'લીઆ' લગાડવાથી થાય છે.

સાહાઉ. ભૂલીજા. સાહાઉલીઆ, (કોઈ)ના માટે ભૂલી જા.

નામયોગી રૂપના બે ઉપયોગ છે જે ધ્યાનમાં રાખવા. પહેલો અગત્યનો છે અને બીજો ખાસ જરૂરનો નથી; કારણ કે તેનો ઉપયોગ વારંવાર કરવામાં આવતો નથી.

પહેલો ઉપયોગઃ- કોઇ ચીજ, જેવી કે ઓજાર, હથિયાર અગર તો તેવી વસ્તુ કાર્ય સાધવા વપરાશમાં લેવામાં આવી હોય તો 'આ' પછી નામયોગીનું મૂળરૂપ વાપરવામાં આવે છે જેમકેઃ-

કીસુ ચા કુકાટીઆ ન્યામા, માંસ કાપવા માટે છરી.

બીજો ઉપયોગઃ—જ્યારે નામયોગીના પછી 'ઞ્બાલી' શબ્દ આવ્યો હોય તો કાર્ય પૂર્ણ થએલું અને છેલ્લું છે એવું સૂચવે છે. ઉકાઈટુપીએ ઞ્બાલી, જા અને દૂર ફેંકી આવ.

આથી દેખીતું છે કે ઉપલી બે ઢબની રીત સિવાય નામયોગી કર્મ પ્રત્યય વગર વારંવાર આવતું નથી, અને તેનો નિયમિત અગર સાધારણ અર્થ, વ્યકિતના સંબંધમાં તેના લાભાર્થે અગર પ્રસંગોપાત તેના હાનિના કાર્યમાં હોય છે.

જ્યારે કોઈ ક્રિયાપદના મૂળરૂપને સહ્યભેદમાં બદલાવવામાં આવે છે ત્યારે મૂળરૂપનું કર્મ સહ્યભેદમાં કર્તા બને છે. જો આ બાબત બરાબર સમજાય તો નામયોગી સહ્યભેદનો ઉપયોગ તદ્દન સ્પષ્ટ બનશે.

આલી આમેલેટા બારૂવા (બારૂઆ,) અલી પત્ર લાવ્યો છે.

બારૂવા, પત્ર, કર્મ છે. (સ્વાહીલીમાં)

બારૂવા ઇમેલેટ્વા ના આલી, પત્ર અલીથી લાવવામાં આવેલ છે.

. બારૂવા (બારૂઆ,) પત્ર, કર્તા છે. (સ્વાહીલીમાં)

આલી આમેકુલેટેઆ બારૂવા, અલી તમારા માટે પત્ર લાવ્યો છે.

(કુ,) તમે, કર્મ છે. (સ્વાહીલીમાં)

ઉમેલેટેવા બારૂવા ના આલી, તમારી પાસે અલીથી પત્ર આણવામાં આવેલો છે.

(ઉ,) તમે, કર્તા છે. (સ્વાહીલીમાં)

આ રચના શરૂઆત કરનારને માટે ખરેખર અઘરી

છે પરંતુ ભાષાશાસ્ત્રની દ્રષ્ટિએ આનંદદાયક છે. જે પ્રજાએ આટલે સુધી ભાષાને વધારી છે (અગર ભાષાની અભિવૃદ્ધિ કરી છે) તેને જંગલી કહી શકાય નહિ.

જે સહાભેદો હજુસુધી સમજાવવામાં નથી આવ્યા તે બાબતમાં નામયોગી રૂપના સહાભેદો સીધી રચનાના સહાભેદની જેમ વપરાય છે.

| | | |
|---|---|---|
| સામેહે, | સામેહેવા, | માફ કરાએલો. |
| જીબુ, | જીબીવા, | જવાબ અપાએલો. |
| કુબાલી, | કુબાલીવા, | કબૂલ કરાએલું. |
| ઝા–, | ઝાલીવા, | જન્મ થયેલું. |
| ઓઆ,(મરદનુ) | ઓલેવા, (સ્ત્રીનું) | પરણાવેલ (પરણેલ.) |
| કુન્ગુઆ, | કુન્ગુલીવા, | ઉઘાડાએલું. |
| સાહાઉ, | સાહાઉલીવા, | ભૂલાએલું; ભૂલાઇ ગએલું. |

એકજ પ્રકારના રૂપના બે ઉપયોગની વચ્ચે વર્તી શકવાને મુશ્કેલી થાય છે અને ઘણીવાર ગૂંચવાડો ઉત્પન્ન કરે તેવું છે, પરંતુ વિચારને અંતે અર્થ સ્પષ્ટ થાય છે.

નીમેટવાલીવા કીસુ ચાન્ગુ, મારી છરી મારાથી લઇ જવામાં આવી.

કીસુ ચાન્ગુ કીમેટ્વાલીવા ના મ્વાલીમુ, મારી છરી શિક્ષકથી લઈ જવામાં આવી.

કેટલીકવાર નામયોગી રૂપનો ખાસ અર્થમાં ઉપયોગ થાય છેઃ–

નુકા, ખરાબ ગંધાવુ. નુકીઆ, સારૂં ગંધાવું.

હામા, થી દૂર જવું (ખાલી કરવું). હામીઆ, જગ્યાએ જવું (રહેવા જવું).

ધાની, વિચારવું (ધારવું). ધાનીઆ, ખોટું વિચારવું (ધારવું).

વાલીધાની આમેકુફા, તેઓએ વિચાર્યું કે તે મરી ગયો છે.
વાલીધાનીઆ આમેકુફા, તેઓએ ધાર્યું કે તે મરી ગયો છે. (પરંતુ તેઓ બીલકુલ ખોટા હતા)

કેટલીક વાર સ્વાહીલીમાં નામયોગી રૂપનો ઉપયોગ નથી કરવામાં આવતો કારણ કે ક્રિયાપદને સકર્મક રીતે વાપરી શકાય છે, જ્યારે ગુજરાતીમાં તેને મળતું ક્રિયાપદ તેમ વાપરી શકાતું નથી.

ઉનાનીચેકા, તમે મારા તરફ હસો છો.

પરંતુ આવી બાબતો અનુભવથી શીખવી જોઇએ.

મનોયત્ન ૪૦

(અ)

નીચેનાના નામયોગી રૂપ લખોઃ—

૧. પીગા. ૨. ઓમ્મા. ૩. ફીકા. ૪. કાટા. ૫. ઓગા. ૬. રૂકા. ૭. વુટા. ૮. લેટા. ૯. ઓટા ૧૦. ઉલીઆ. ૧૧. પાન્ડા. ૧૨. ગેઉકા. ૧૩. ચીમ્ગા. ૧૪. એલેઆ. ૧૫. જેન્ગા. ૧૬. કુસાન્યા. ૧૭. આચા. ૧૮. ટાઝામા. ૧૯. ટાકુટા. ૨૦. પીમા. ૨૧. એન્ડા. ૨૨. ઓશા. ૨૩. પાટા. ૨૪. શુકા. ૨૫. લીપા. ૨૬. વેકા. ૨૭. સેમા. ૨૮. ઓના. ૨૯. ટોકા. ૩૦. ઇમ્બિા. ૩૧. સીમામા ૩૨. કોસા ૩૩. નેના ૩૪. હુપા. ૩૫. કુબાલી. ૩૬. સાકીકી. ૩૭. બારીકી. ૩૮.

ફીકીરી ૩૯. સ્ટારેહે. ૪૦. સુસુડુ. ૪૧. સાફીરી. ૪૨. ધાની. ૪૩. હીફાધી. ૪૪. કેટી. ૪૫. સીટીરી. (સેટીરી) ૪૬. સાહાઉ. ૪૭. ધારાઉ. ૪૮. આરીકુ.

(બ)

૧. ઝા–.૨. ટ્વા–.૩. કટા–.૪. કા–.૫. પોકેઆ. ૬. ટેમ્બેઆ. ૭. લીઆ. ૮. ટીઆ. ૯. ઝુવીઆ (ઉઝુઇઆ). ૧૦. સીકીઆ. ૧૧. કીમ્બીઆ. ૧૨. ટોઆ. ૧૩. વુઆ. ૧૪. પાસુઆ. ૧૫. ચુકુઆ. ૧૬. આગુઆ. ૧૭. નુનુઆ. ૧૮. સુગુઆ. ૧૯. પીન્ડુઆ. ૨૦. ફુનુઆ.

(ક)

નીચેનાના સહ્યભેદ લખો :–

૧ ટામાની. ૨. ફાસીરી. ૩. આણુડુ. ૪. ક્ટાકી. ૫. આડીલી. ૬. આમીની. ૭. ટી–. ૮. કારીણુ. ૯. ફારીજી. ૧૦. દુમાઇની. ૧૧. સુલીબી. ૧૨. લાઆની. ૧૩. ધારાઉ ૧૪. સાહાકે. ૧૫. ફુરાહી ૧૬. ટાબીરી. ૧૭. રૂડી. ૧૮. સામેહે. ૧૯. દુગુ. ૨૦. હાડીથી. ૨૧. શુહુડુ. ૨૨. સ્ટા–ઝામુ. ૨૩. ઓકોઆ. ૨૪. ઓન્ડોઆ. ૨૫. વા–. ૨૬. ફા–. ૨૭. ઇનુઆ. ૨૮. સુમ્બુઆ. ૨૯. રારૂઆ. ૩૦. જુઆ.

(ખ)

સ્વાહીલીમાં તરજુમો કરો :–

૧ તેણે મારા માટે પ્રાર્થના કરી ૨. તેઓ તેના માટે પુસ્તક લાવ્યા. ૩. કડિયાઓએ અમારા માટે ઘર બાંધ્યું છે. ૪. અવાજ જે અમે સાંભળ્યો તે કાણે અમને ગભરાવ્યો. ૫. અમે સરદાર માટે વાવટો ફરકાવ્યો. ૬.

રસોયાએ બચ્ચાંઓને માટે રસોઈ પકાવી. ૭. બાળકોએ રસોયા માટે થાળીઓ ધોઈ. ૮. તે આ રસ્તેથી ગયો. ૯. તે જાણતો નથી, તેને માટે જવાબ આપો. ૧૦. મારા માટે આ બાળકોને મારો. ૧૧. તેને શા માટે બોલાવવામાં આવ્યો છે તે તે જાણતો નથી. ૧૨. મારા માટે સોટી કાપો. ૧૩. તમે મારા માટે મારી છરી ભાંગી છે. ૧૪. તેણે મારા માટે કપડું આપવાની ના પાડી. ૧૫. તેના તરફ પત્થર ફેંકો ૧૬. તેઓ મારા માટે દીલગીર હતા. ૧૭. હું તેમનાથી રહેમાતો (તેઓએ મારા તરફ દયા કરી. સહ્યભેદ) ૧૮. મારા માટે ખેતર રખાયું (રાખવામાં આવ્યું) ૧૯. તેના બધા પૈસા (તેની પાસેથી) ચોરાઈ ગયા. ૨૦. અમારા બાળકોએ સૂણા પાસે ગાયું. ૨૧. મારા માટે કેરીની શોધ કરો. ૨૨. તેણે પોતા માટે બે શીલીંગ અને બાળકો માટે ૭ શીલીંગ ચૂકવી. ૨૩. મારાં બધાં વૃક્ષો (મારા માટે) ઉખેડી નાંખવામાં આવ્યાં છે. ૨૪. તેના માટે દરવાજો ઉઘાડો. ૨૫. રાજાએ તેની અરજ નકારી પરંતુ તેનો બાપ રાજાની રૂબરૂમાં ગયો ત્યારે તેણે (રાજાએ) તેના દીકરાની અરજ નકારી નહિ. ૨૬. તેઓ મારા પાસેથી મારા બાળકોને ખસેડી ગયા છે. ૨૭. ગાડું ખેંચવાને માટે મારે દોરડું ક્યાંથી મેળવવું. ૨૮. આ કુતરાને મારવાની લાકડી નથી. ૨૯. પેલું માંસ ખરાબ છે, જા અને દૂર ફેંકી આવ. ૩૦. મારા માટે મારો ભાર ઉપાડવાને હજુ મને મજૂરો મળ્યા નથી. ૩૧. મને સૂવા માટે ખાટલો ખપે છે. ૩૨. પક્ષીઓ હવે (બધાંય) ઉડી ગયા છે.

## (ક્રિયા વિશેષણ) અવ્યય.

સ્વાહીલીમાં ક્રિયાવિશેષણ અવ્યયો, જે શબ્દોના ગુણ વધારવા માટે વપરાયા હોય છે તેમને તે શબ્દોની પછવાડે મૂકવામાં આવે છે, જેમકે :–

| | |
|---|---|
| સેમા સાના, | જોશથી બોલો. |
| મ્ઝુરી સાના, | ઘણુંજ સુંદર. |

### ક્રિયા વિશેષણોની ટીપ.

| | |
|---|---|
| ચીની, | અંદર; હેઠળ; નીચે. |
| ડાઈમા, | અવિરત; અશ્રાંત. |
| હાકીકા, | અવશ્ય, બેશક; જરૂર; નક્કી. |
| ઝમાની, | અગાઉ. |
| મારા, | અચાનક; એકદમ; ઓચિંતા. |
| આજાબુ, | આશ્ચર્યજનક રીતે. |
| મ્નો, | અતિશય, બહુજ. |
| મ્બેલે. | અગાડી; પહેલાં; વગેરે. |
| જૂ–, | ઉપર; ઉંચે; વગેરે. |
| હાટા, | આપણા, જ; વળી. |
| ઘાફુલા, | ઓચિંતું; આકસ્મિત. |
| કાણીસા, | કેવળ,–બિલકુલ; તદ્દન; છેકજ. |
| કામ્વે, | કદી નહિ; કદાપી નહિ. |
| લાબ્ડા; | કદાચ; રખે. |
| યામ્કીની, | કદાચિત; ઘણું કરીને. |
| માના, | ઘણુંજ. |

| | |
|---|---|
| મ્વીશો, | છેલ્લે; છેવટે. |
| ઉપેસી, | જલ્દી; ઝડપથી: |
| હીમા, | ત્વરાથી; ઉતાવળથી. |
| મ્બાલી, | દૂર; આઘે; છેટે. |
| પોલે પોલે, | ધીમે ધીમે; ધીમે; શાંતિથી; |
| ન્ડાની, | નીચે; અંદર. |
| 'કારીબુ, | નજીક; પાસે; નજદીક. |
| બા–ડાયે (વખત). | પછી, પાછળ; પછવાડે. |
| ન્યુમા (સ્થળ), | " " " |
| હાલાફુ, | તે (પછી), છેવટે; તરતજ. |
| ટેના, | ફરીથી; બીજીવાર. |
| હાલીસી, | બરાબર; તેવીજરીતે. |
| ન્જે, | બહાર. |
| હાસા, | ખાસ; આબેહુબ; એજજાણે. |
| બુરે, | મફત; નકામું; આળસુપણે. |
| ટુ, | માત્ર; વળી; વગેરે. |
| પીઆ, | વળી; તેવુંજ; પણ. |
| ઝાઇડી, | વધારે; હદ ઉપરાંત. |
| મારાન્યીન્ગી, | વારંવાર. |
| વેમા; | વારૂ; ઠીક; હા; ભલે. |
| મીલેલે, | શાશ્વત; હંમેશા; |
| સાલામા, | સહીસલામત; ક્ષેમકુશળ. |
| સીકુઝોટે, | હંમેશા; દરરોજ. |
| બાડો | હજુ નહિ. |

| | |
|---|---|
| સાસા, | હમણાં. |
| સાસા હીવી, | હમણાંજ. |
| ક્વેલી, | હૃદયથી; સાચે;<br>સત્યથી;<br>ખરેખર. |

સૂચના, પહેલીઃ– 'સાના' શબ્દ છે તે ક્રિયાપદ અગર વિશેષણના ગુણનો વધારો દેખાડવા માટે વપરાય છે અને તેનો ગુજરાતીમાં, બહુથી, જોશથી, વગેરે શબ્દોથી તરજુમો થાય છે. જેમકેઃ–

| | |
|---|---|
| વુટા સાના, | જોશથી તાણો (ખેંચો.) |
| સેમા સાના, | બહુથી (જોરથી) બોલો. |
| પેન્ડા સાના, | લાગણીથી (હૃદયથી) ચાહો. |

સૂચના, બીજી– સંખ્યાવાચક ક્રિયાવિશેષણ અવ્યય જેવાં કે, એકવાર, બે વાર, વગેરે 'મારા મોજા,' 'મારા મ્બીલી' વગેરે.

સૂચના, ત્રીજી– નામની સાથે 'ક્વા' વાપરીને જેમ જોઈએ તેમ ક્રિયાવિશેષણ અવ્યય બનાવાય છે. જેમકેઃ–ક્વા હાસીરા, ગુસ્સાથી, વગેરે.

સૂચના, ચોથી– વિશેષણને 'વી' પ્રત્યય લગાડવાથી ક્રિયાવિશેષણ અવ્યય બને છે જેમકેઃ–વીઝુરી (વિઝુરી,) સારૂં;વારૂ; ઠીક. વીબાયા (વિબાયા,) ખરાબ રીતે, વગેરે.

બહુજ થોડો ઉપયોગ છે પણ કોઈક વેળા 'કી' પ્રત્યય લગાડવાથી ક્રિયાવિશેષણ થાય છે જેમકેઃ– કીડોગો, જરાક; જરા; થોડું.

## મનોયત્ન ૪૧

સ્વાહીલીમાં તરજુમો કરોઃ–

૧. મેં ઘણુંજ સુંદર ભાલું ખરીદ્યું છે. ૨. તે બરાબર દેખતો નથી. ૩. મેં તેને ઝડપથી પાછો આવતાં જોયો. ૪. મારે ઘણું મોટું ઘર બાંધવું જોઈતું નહોતું. ૫. મેં પછવાડે જોયું અને બે પરદેશીઓને જોયા. ૬. મેં નજીકમાં માણસને જોરથી ગાતાં સાંભળ્યો અને મેં ધાર્યું (કે) આ પીધેલો છે, હું જલદીથી દોડી જઈશ. ૭. મેં માણસને જોતાં (નજર કરતાં) જોયો, અને મેં તમને કહ્યું, તે હવે આપણને જુએ છે, અને તમે મને કહ્યું, તે બહાર જુએ છે; આપણે અંદર છીએ. ૮. આપણે શાંતિથી પસાર થાઓ કે જેથી તે આપણને સાંભળે નહિ; કદાચીત આપણે બચીશું; અને આપણે પસાર થયા. ૯. અને તરતજ બીજો માણસ બહાર આવ્યો, અને મેં કહ્યુ સાચે આપણે બચી નહિ શકીએ; અને તમે કહ્યું, તે માત્ર રસોયો છે, તે આપણને અટકાવી શકે નહિ; અને આપણે તેને પસાર થયા. ૧૦ મેં વારંવાર પેલા બે માણસોને યાદ કર્યા છે; જો તેઓએ આપણને જોએલ હતે તો આપણને બન્નેને તરતજ મારી નાખ્યા હોત. ૧૧ બાળકો પહેલેથી આગળ ગયા, માણસો બાળકોની પછવાડે ગયા અને છેવટે વૃધ્ધો પછવાડે ગયા. ૧૨ આ જ મુદ્દો (આધાર) છે જે ખાસ અગત્યનો છે. ૧૩ બધા માણસોને બોલાવવામાં આવ્યા, અને યુવાનોને પણ, પરંતુ વૃધ્ધોને નહિ; તેઓને શા માટે બોલાવવામાં આવ્યા (તે) હું જાણતો નથી. ૧૪ તમે તે ફરીથી કદી પણ કહેતા નહિ. ૧૫ તે મારી પાસે ગઈ કાલે છુપી

રીતે આવ્યે। ૧૯ અમે સહીસલામત આવી પહોચ્યા છીએ.

## (નામયોગી ઉભયાન્વયી) અવ્યય

જ્યારે ગુજરાતીમા 'સામે,' 'તરફ,' 'થી,' વગેરેથી જે જે અર્થ જણાવાય છે, તે સ્વાહીલીમા, ક્રિયાપદથી જ ઘણીવાર દર્શાવાય છે, જેમકે – 'કુચેકા' ને। અર્થ 'ની સામે હસવુ,' કુકીમ્બીઆ, (ની પાસે)થી દોડી જવુ વગેરે

સ્વાહીલીમા નામયોગી રૂપ, ગુજરાતીમા સ્થળવાચક નામયોગીને। અર્થ પુરા પાડે છે. જેમકે –

કુનીલેટેઆ, મારી પાસે લાવવુ
કુમ્નુનુલીઆ, તેના માટે ખરીદવુ
ટુઇપીટીએ ] આ રસ્તેથી અમને જવા દો
ન્જીઆ હી–, ]

એમ કહેવામાં આવ્યું છે કે સ્વાહીલીમા બહુજ થોડા ઉભયાન્વયી અવ્યયો છે પણ તે સત્ય નથી સ્વાહીલીમા મિશ્ર (સયુકત) (સામાસિક) અવ્યયો ઘણા છે.

'–આ' ને। અર્થ, ના, નો, ની, નુ. (જૂએ। પાનુ ૭૩) 'ના' વાકયયોગી અવ્યય છે, તેને। ખાસ બહુજ અગત્યને। ઉપયોગ સહાભેદ ક્રિયાપદ પછી જેનાથી ક્રિયા બનવા પામેલી હોય તે દર્શાવવા વપરાય છે તેને। બીજો અર્થ 'થી' 'ની સાથે' અગર તો 'ની મ ડળ સાથે' છે તે સર્વનામની સાથે જોડાય છે (જૂએ। પાનુ ૧૮૪)

'કૂવા' શબ્દ 'થી' અગર 'ઓજાર, હથિયારથી' વગેરે શબ્દને। અર્થ દર્શાવવા વપરાય છે, જેમકે –

આલીપીગ્વા કૂવા જીવે, તે પત્થરથી મરાયો (મરાણો).
દુલીટાઝામા કૂવા ડારૂબીની, અમે દૂરબીનથી જોયું.

તે, હેતુ, આશય, ઉદ્દેશ, અભિપ્રાય કે ઉપયોગ માટેનો અર્થ દર્શાવે છે.

આલીનીજીઆ કૂવા શાઉરી, તે મારી પાસે સલાહ માટે આવ્યો.
હાઈફાઈ કૂવા ચાકુલા, ખોરાક માટે તે નકામું છે.

તે 'રીત' અગર 'સાધન' નો અર્થ દર્શાવે છે, જેમકેઃ—

આલીનીજીઆ કૂવા સીરી, તે ગુપ્ત રીતે મારી મારી પાસે આવ્યો.
આલીકૂવેન્ડા કવા ગારી અમઉ કૂવા મીગૂ—? તે ટ્રેનમાં કે પગે ગયો ?

તે મનુષ્ય જાતિના નામ સાથે સ્થળ સૂચવે છે.

આનાકા— કૂવા આલી, તે અલીને ઘરે રહે છે.
નીટાકૂવેન્ડા કૂવા જુમ્બે, હું સરદાર કને જઈશ.
વાલીટોકા કૂવાકો, તેઓ તમારા ઘરમાંથી બહાર આવ્યા.

નામમાંથી, ક્રિયાપદના મૂળરૂપમાંથી અને સર્વનામમાંથી પણ, ક્રિયાવિશેષણ અવ્યય અને ઉભયાન્વયી અવ્યયો બનાવવા તે વપરાય છે જેમકેઃ—

કૂવા હીલા, કવા સાબાબુ, કવા કુવા, કવા હીયો.

સૂચના— તે જગ્યાઓના મુખ્ય (વિશેષ) નામ સાથે વાપરવું ન જ જોઈએ. આમેકૂવેન્ડા ઉન્ગુજા, તે જંગબાર ગયો છે.

'મ્બેલે યા' અગર 'ન્યુમા યા'ની માફક 'કાટીકા' શબ્દ સામાસિક અવ્યય છે, પરંતુ તે એક શબ્દ તરીકે લખાય છે. તેનો ખરો અર્થ 'અંદર' થાય છે પરંતુ બીજા અર્થ જેવાંકે, માં, ની અંદર, અંદરથી, વગેરે થાય છે.

સાતમી વિભકિત સાથે તેના અર્થમા અદલાબદલી થાય છે જેમકેઃ-
આલીઇન્ગીઆ કાટીકા ન્યુમ્બા હી-, તે આ ઘરમાં ગયો.
આલીટોકા કાટીકા ન્યુમ્બા હી-, તે આ ઘરમાંથી બહાર આવ્યો.
આનાકા- કાટીકા ન્યુમ્બા હી-, તે આ ઘરનીઅંદર રહે છે.
બીજા સાદા અવ્યયોઃ-

| | | | |
|---|---|---|---|
| ટાન્ગુ, | સુધી; લગી; લગણ. | હાદ્રા, | ત્યાંસુધી; જ્યાંસુધી. |
| બીલા, | વગર. | મ્પાકા, | જ્યાંસુધી, ત્યાંસુધી. |

ક્રિયા વિશેષણ અવ્યયો, નામો, અને વિશેષણોમાંથી 'સામાસિક ઉભયાન્વયી અવ્યયો' બહુજ છૂટથી બનાવાય છે. ફકત 'ના' અગર 'આ' નો ઉમેરો થાય છે.

## સામાસિક ઉભયાન્વયી અવ્યયો

| | | | |
|---|---|---|---|
| ન્ડાની યા, | ની અંદર. | ન્જે યા, | ની બહાર. |
| જૂ યા, | ની ઉપર; ઉંચે. | માહાલી યા, | માટે; ના બદલે. |
| ક્વા સાબાબુ યા, | કારણ કે. | કુટોકા ક્વા, | માંથી. |
| ક્વા આજાલીયા, | ની ખાતર. | ઝાઈડી યા, | થી વધારે. |
| મ્બાલી ના, | થી દુર. | પાસ્પીપો, | વગર; (સાથે નહિ), વિના. |
| કારીબુ ના, | ની નજીક. | | |
| બાઆડા યા, | ની પછી (વખત). | ક્વા હાબારી યા, | ના વિષે. |
| ન્યુમા યા, | ની પછી; પછવાડે. | કાટીકાટી યા, | સાથે; ની વચ્ચમાં |
| કાબ્લા યા, | ની પહેલાં (વખત). | પામોજા ના, | ની સાથે |
| મ્બેલે યા, | ની પહેલાં, આગળ. | ચીની યા, | ની હેઠળ; નીચે. |

સામાસિક ઉભયાન્વયી અવ્યયો જે 'આ' થી બનેલાં છે તે કદીપણ પુરુષવાચક સર્વનામ સાથે વપરાતા નથી; કેબળે બતાવનાર સર્વનામ સાથે વપરાય છે. જેમકેઃ-
એલે ચાન્ગુ, ન્યુમા ચાન્ગુ, જુ- યેદું; કેવા આઝલી ચાકે.

'ના' સર્વનામ સાથે જોડાય છે, જેમકેઃ-
કારીબુ નામી, ગ્વાલી નાયે, પામોજા નાસી.

મનોયત્ન ૪૨.

સ્વાહીલીમાં તરજુમો કરોઃ-

૧. હું ટાંગા પગેથી ગયો, હું મોટરગાડી મેળવી શક્યો નહિ, અને હું વહાણમાં જતો નહિ. ૨. અમોએ આ ઘર અમારી મુલાકાત લેનારાંઓ માટે બાંધ્યું. ૩. કેદીઆંઓએ ઘર (મુકરર) અમારા માટે બાંધ્યું. ૪. તેઓ દારેસલામથી નીકળી ગયા છે; પહેલાં તેઓ જંગબારમાં વસ્યા, પરંતુ હાલમાં તેઓ પેમ્બામાં રહે છે. ૫. તમે (બ વ.) તમારા સરદાર પાસે પાછા જાઓ અને તેને કહો કે અમે આ રસ્તે ગયા છીએ, ને તે

કરામતથી (યુક્તિથી) છેતર્યો છે, પરંતુ હું ન્યાયાધીશ પાસે જઈશ અને તે આ બાબત વિષે શું કહે છે તે સાંભળીશ. ૧૦. યાદ રાખો કે આ ઘર ભગવાનની ભક્તિ (પૂજા) માટે બાંધવામાં આવેલું છે. ૧૧. તમે મને કહી શકશો કે તે કોનાથી અને શેનાથી મરાયો? ૧૨. અલી વિષે હું જાણતો નથી કે તે હવે શું કરશે; તેની માની ઉત્તરક્રિયા પછી તેણે ધોબી તરીકેનું કામ છોડી દીધું છે; ટૂંકમાં (એક શબ્દમાં) તે કાંઈ પણ કરતો નથી. ૧૩ આપણે વાંચવાથી વાંચતાં શીખીએ છીએ અને બોલવાથી બોલતાં શીખીએ છીએ.

## શબ્દયોગી અવ્યય

ગુજરાતીમાં જે શબ્દયોગી અવ્યયથી દર્શાવાય છે તે સ્વાહીલીમાં ક્રિયાપદ દર્શાવે છે. 'કા' કાળમાં 'અને', અગર બીજા શબ્દો જે માત્ર શબ્દયોગી અવ્યયો તરીકે વપરાયેલા હોય તે, દર્શાવવાનો પ્રભાવ રહેલો છે. 'જો', અને બીજા જે ધારણા કે કલ્પના રજુ કરવા માટે વપરાયેલા શબ્દો હોય, તે 'કી' કાળથી દર્શાવાય છે. 'કે જેથી કરીને,'; અને બીજા કાર્ય દર્શાવનરા અવ્યયો, સંકેતાર્થની રચનાથી દર્શાવાય છે. આમ સ્વાહીલીમાં ક્રિયાપદ આગળ શબ્દયોગી અવ્યય ભાગ્યેજ આવે છે. વાક્યયોગી અવ્યયો, હમણાં તેઓને તેમ કહેવાય છે, અને જે શબ્દયોગી જેવા છે તે નીચેની ટીપમાં જણાવવામાં આવ્યા છે.

| | |
|---|---|
| હીવી; હીવ્યો, | આમ; આવી રીતે. |
| વાલાકીની, | એમ છતાં; તથાપિ; તોપણ; છતાં. |
| માઆનાં, | અર્થે; હેતુથી; વાસ્તે. |

| | |
|---|---|
| ફ્વા માઆના; ફ્વા ફુવા, | નિમિતે; ના કારણુ માટે. |
| ઈન્ગાવા, | અગર જો; જો કે. |
| ના, | અને. |
| | (ન કાર આગળ, 'વાલા' આવે), |
| વાલાકીની, | ઉપરાંત, વળી. |
| ઇલી, | કે જેથી કરીને. |
| ફ્વાગ્ના; કામા ફુવા | કે; કારણુ કે; કે જે, |
| લાકીની, | ગમે તેમ, તોપણ, તે છતાં; એમ છતાં; |
| કામા; ઈકીવા, | જો. |
| પીન્ડી, | જ્યાં સુધી, (જો). |
| કામા, | જો; તો, |
| ફ્વા હીયો, | તેથી; તે માટે. |
| કીશા, | ત્યાર પછી. |
| બાડાયે, | ,, (પૂર્ણ થયે). |
| હાલાકુ, | ,, (નજીકના ભવિષ્યમાં). |
| ના, | પણુ, વળી (અને). |
| ટેના | ,, (ફરીથી). |
| પીઆ | ,, (તેવુંજ; તોપણુ). |
| લાકીની, | પરંતુ (ગમે તેમ, તોપણુ). |
| ઇલા, | ,, (વગર; સિવાય; વિના). |
| બાલી | ,, (ઉલ્ટું, ઉલટાનુ). |
| વાલાકાની, | ,, (ઉપરાંત; તેમ છતાં). |
| બાસી | બસ; એમ; વારૂ; ઠીક. |
| ઈલા; ઈસીપોકુવા, ] | વિના; સિવાય. |

| | |
|---|---|
| ના, | વળી ( અને ). |
| પીઆ, | ,, (વળી નાઅર્થમાં). |
| હાટા, | સુધીઃ લગણુ; પર્યંત. |
| બન્ને....અને, | 'ના....ના' |
| આ (કાંતો)....આ (અગર), | 'આઉ....આઉ,' અગર 'આમા....આમા,' |
| આ....અગર....આ (નકારમાં) | 'વાલા....વાલા,' |
| બે....અગર...., | 'કામા....આમા,' |

સૂચના- 'ના' સર્વનામ સાથે આવી રીતે જોડાય છે જેમકેઃ- નામી, નાવે, નાયે, નાસી, નાન્ચી, નાઓ;
નાઓ (મ્ટી), નાચો (મીટી), નાચો (કીટુ), નાબ્યો (વીંટુ), નાયો, નાઝો (ન્યુમ્બા), નાલો (નેનો), નાયો (માનેનો), વગેરે

## મનોયત્ન ૪૩

ઉજીવીઓ રાધી, માફ કરો; દરગુજર કરો; ક્ષમા કરો.

યુવાન અને વૃદ્ધ મારી પછવાડે શહેરમાં આવ્યા. વૃદ્ધ ભાલા સહિત દરવાજા પાસે ઉભો, અને મેં તેને કહ્યું, તમે કયારે આવી પહોંચ્યા? પેલું ભાલું તમને કયાંથી મલ્યું? અને તેણે મને જવાબ આપ્યો નહિ, જેથી મેં તેને ફરીથી પુછયું, તરતજ મેં યુવાનને પણ જોયો, અને મેં તેને પૂછયું, આ વૃધ્ધને પેલું ભાલું કયાંથી મળ્યું? અને તેણે મને કહ્યું, તેને પોતાનેજ પૂછો. અને મેં તેને કહ્યું, મેં તેને પૂછયું છે, પરંતુ તે મને જવાબ આપતો નથી. અને તેણે મને કહ્યું, કદાચ તેણે તમને નહિ સાંભળ્યા હોય; જોરથી બોલો. અને હું જોરથી બોલ્યો.

અને વૃધ્ધે કહ્યું, હું બહેરો છું; હું તમને માત્ર બોલતાં સાંભળું છું; મને માફ કરો. અને મેં તેને કહ્યું, અને તમે મને માફ કરો, મેં જાણ્યું નહતું. અને મેં તેને ફરીથી જોરથી બોલીને પુછ્યું. અને તેણે મને કહ્યું, મેં તે ખરીદ્યું. અને મેં તેને કહ્યું, કયારે? અને જુવાને મને કહ્યું, કાંતો તેણે તે ચોર્યું. અગર તો તે તેણે પર્વતોમાંથી ઉપાડી લીધું. અને વૃધ્ધે તેને કહ્યું, તમે શું કહ્યું? અને જુવાને કહ્યું, તેણે મને સાંભળ્યો, તેથી તેણે તમને સાંભળ્યા, અને જો તેણે ખરેખર તે ખરીધું હતે તો તમને તરતજ જવાબ આપેલો હતે. અને મેં તેને કહ્યું, આ વૃદ્ધ છે, અને સંભવ છે કે તે ભૂલી ગયો હશે. અને તેણે મને કહ્યું, તે ભૂલી નથી ગયો; પરંતુ અમે, આ શહેરના માણસો, તેને બરાબર જાણીએ છીએ, તે ચોર છે, નાનપણથી. અને મેં તેને કહ્યું, તેણે શું ચોર્યું છે? અને તેણે મને કહ્યું, ઘણી ચીજો; આ માણસ અજાણ્યો છે; તેમે તેના શહેરમાંથી તેના સરદારથી હાંકી કાઢવામાં આવેલ છે, ને અત્યારસુધી તે અમારા શહેરમાં રહે છે; અને અમને તે ગમતો નથી, પરંતુ અમે તેને કાઢી નથી મૂકયો, કારણ કે તે જાદુગર છે, અને માણસો તેનાથી બીએ છે. અને હું તેને સાંભળીને અચંબો પામ્યો, અને મેં કહ્યું, આ માણસ જાદુગર છે તેમ હું માનતો નથી; તમે બધા બીકણ છો, અને તમે પડછાયાથી બીઓ છો. અને તેણે મને કહ્યું. હું તેનાથી બીતો નથી, કારણકે હું ધારૂં છું કે અમારા દાકતરો તેને જીતવાને શક્તિમાન છે. અને મેં વૃદ્ધને કહ્યું, તમે અમોને સાંભળ્યા છે? અને તેણે મને

કહ્યું, હું બહેરો છું. હુ તમને માત્ર બોલતાં સાંભળું છું; પરતુ મને મારા સરદારથી મારા શહેરમાંથી કાઢી મૂકવામાં આવેલ છે તેમ તે તમને કહે તો માનશો નહિ. મને કાઢી નથી મૂકવામાં આવ્યો, હું પાછો જઈશ; જો મને કાઢી મૂકવામાં આવેલો હોત, તો આ શહેરના માણસોએ હું તેના શહેરમાં રહું તેવું કબૂલ કર્યું ન હોત. અને મેં તેને કહ્યું કાં તો તમે બહેરા નથી અગર ખરેખર તેણે સત્ય કહ્યું છે કે તમે જાદુગર છો. અને વૃદ્ધે મને કહ્યું, હું સાંભળતો નથી. અને હું પાછો ફર્યો અને શહેરની બહાર ગયો, અને તમારા સિવાય કોઈપણ માણસને મેં વાત કરી નથી; પરંતુ હું માનુ છું કે વૃદ્ધ બહેરો નથી ને જાદુગરેય નથી, પરંતુ લુચ્ચો માણસ છે જેણે ભાલું ચોર્યું છે અને મને છેતરવાને ઇચ્છતો હતો.

**બીજો પુરુષ બ. વ. કર્મ પ્રત્યય.** આ 'વા' છે અને ત્રીજા પુરુષ બ. વ. નો પ્રત્યય પણ તેજ છે. (પાનું ૬૦,) તેથી ગૂંચવાડો દૂર કરવાને 'ની' પ્રત્યય ('ની-ચી' ને બદલે) લગડવામાં આવે છે અને મૂળ ક્રિયાપદને છેડે રહેલ 'આ' બદલીને 'એ' થાય છે. (આજ્ઞાર્થ પાનું ૯૮.)

| | |
|---|---|
| આટાવાપેન્ડા<br>આટાવાપેન્ડાની<br>આટાવાપેન્ડેની | તે તમને પસંદ કરશે (બ. વ.) |

# ભાગ ત્રીજો

## નામના બીજા વર્ગો

હવે રહ્યા બાકીના ત્રણ વર્ગોના નામો. પહેલામાં જેનું એકવચન 'ઉ' અગર 'વ' (ઉવ)થી શરૂ થાય છે, બીજામાં ક્રિયાપદનુ સામાન્ય રૂપ જેની 'કુ'થી શરૂઆત થાય છે; અને ત્રીજામાં ફક્ત એકજ નામ 'માહાલી' જગ્યા છે, તે. છેલ્લા બે વર્ગના ધારા ઘણાં સહેલાં હોવાથી તેમનો ખુલાસો ઝડપથી પહેલા અપાશે.

**'પા વર્ગ'** – 'માહાલી' નામનો યોગ્ય પ્રત્યય 'પા' છે અને આ 'પા,' ફક્ત આ એકજ શબ્દનો હોવાથી તેનો ઉપયોગજ 'માહાલી' દર્શાવે છે અને તેથી ઘણીવાર 'માહાલી' શબ્દ અધ્યાહાર રહે છે.

૧ 'માહાલી'ને બધ બેસતા વિશેષણો કરવાને (વિશેષણોને) 'પા' પ્રત્યય લાગે છે.

માહાલી પાપાના. પહોળી જગ્યા.

'ઇ' અગર 'એ' સાથે જોડાઈને 'આ', (લાંબો) 'એ' બને છે.

માહાલી પેઉસી, કાળી જગ્યા

વિશેષણોની ટીપ માટે જુઓ પાના ૨૪, ૬૬.

૨. આ જગ્યા અને પેલી જગ્યા 'પા' અક્ષરથી બને છે,

હાપા, આ જગ્યા, અહીયા.

પાલે, પેલી જગ્યા અગર ત્યાં.

૩. જગ્યાના કર્તા અને કર્મના પ્રત્યયો પણ 'પા' છે,

પાનીપેન્ડેઝા, જગ્યા મને આનંદ આપે છે.

નાપાઓના, હું જગ્યા જોઉં છું.

૪. પ્રશ્નાર્થ અને ઠેકાણું બતાવનાર સર્વનામના પ્રત્યય ઉપર જણાવ્યા પ્રમાણે બદલાતો 'પા' છે.

માહાલી પાપી? કઇ જગ્યા? માહાલી પાન્ગુ, મારી જગ્યા.

માહાલી પાન્ગાપી? કેટલી જગ્યાઓ? માહાલી પેટુ, અમારી જગ્યા અગર જગ્યાઓ.

૫. શબ્દ 'ના' અવ્યય માટે પણ 'પા' છે (છઠ્ઠી વિભક્તિ).

માહાલી પા અબ્દલા, અબ્દલાની જગ્યા.

૬. બધુ = 'પોટે', વાળું (સહીત) = પેન્યે; મેળે=પેન્યેવે.

માહાલી પોટે પેન્યે મીટી, વૃક્ષોવાળી બધી જગ્યાઓ.

૭. 'માહાલી' સાથે બધ બેસતો સંબધ બતાવનાર પ્રત્યય 'પો' છે. ઘણીવાર તેનો અર્થ 'કયા' એવો હોય છે.

માહાલી નીલીપોપાઓના, જગ્યા જે મેં જોઈ.

૮. અનિશ્ચિત સર્વનામ, 'પો પોટે' છે.

જો કે 'માહાલી' વાસ્તવિક રીતે આ વર્ગનો ફક્ત એકજ શબ્દ હોવા છતાં આપણે ખરી બીનાંથી વાકેફ છીએ (જૂઓ પાનાં., ૯૨ ૯૫) કે સ્વાહીલીમાં જગ્યાને માટે ત્રણ જાતના અન્વયો છે. એમ કહેવામા આવે કે સાતમી વિભક્તિમાં બધાં નામો મૂળ વર્ગમાંથી આ વર્ગમાં બદલાયા છે, અને બધ બેસતા અન્વયોનો ઉપયોગ તે દર્શાવવા થાય

છે તો તે લગભગ સાચું છે. (જુઓ સાતમી વિભક્તિના ખુલાસામાં પાનું ૯૫, ૯૬) તેથી કરીને આ વર્ગમાં ત્રણ જાતના અન્વયો છે.

(અ) 'પા,' મુકરરપણું, જગ્યાએ (તરફ).

(બ) 'કુ,' અચોક્કસપણું, જગ્યાએ અગર જગ્યાથી.

(ક) 'મુ,' અંદરપણું, જગ્યામાં.

જ્યારે 'માહાલી' શબ્દ વપરાયો હોય ત્યારે દેખીતી રીતે તે ચોકકસ જગ્યા દર્શાવે છે અને આ બારામાં 'પા'ના અન્વયો નિયમ પ્રમાણે હંમેશા વપરાય છે.

## મનોયત્ન ૪૪.

સ્વાહીલીમાં તરજુમો કરોઃ–

૧ જ્યાં મચ્છીમાર ઉભો ત્યાં જ્યારે તેઓનો નવો મછવો ડૂબ્યો તે જગ્યા મેં જોઈ. ૨. હું (તે) જગ્યાએથીજ પસાર થયો. ૩. મેં ઘણા ઘરવાળી જગ્યા જોઇ. ૪. સુલેમાન તમારે બદલે આવ્યો, અને મેં તેને પૂછયું, તમે અબ્દલાને કયાં છોડયો ? મને કહો. ૫. અને તેણે મને કહ્યું, મેં તેને શહેરમાં જ્યાં અગાઉ તેના વડવાઓ રહેતા હતા ત્યાં છોડયો. ૬. અને મેં તેને કહ્યું, હું જાણતો નથી. ૭. અને તેણે મને કહ્યું, જ્યાં તમે તેને જોયો (અને) જ્યાં આપણે નદી વટ્યા. ૮. અને મને જગ્યા યાદ આવી, તે નદીની નજદીક સુંદર જગ્યા હતી. ૯. અને મેં તેને કહ્યું, હવે તે મને યાદ આવે છે, આપણે તે સાથે જોઇ, તે સુંદર જગ્યા છે. ૧૦ અને તેણે મને કહ્યું, ખરેખર

તે સુંદર છે. ૧૧. વારૂ, તે (જગ્યા) છે જ્યાં તમે રહો છો.

### ક્રિયાપદનું સામાન્ય રૂપ

'કુ' વર્ગ :— ક્રિયાપદનું સામાન્ય રૂપ, સ્વાહીલીમાં ક્રિયાપદ નામો જેમ, કાર્યની ક્રિયા,–હોવું,–અથવા થવું અગર તો અસ્તિત્વની હાલત–જે (ક્રિયાપદ) બતાવે છે તે દર્શાવવા, વાપરવામાં આવે છે.

૧). કુફા, મરણ; મરણ.
૨) કુપીગાના, (બાઝવું) (ઝઘડવું) ઝઘડો.
૪) કુહેસાબુ, ગણિત. ૩) કુસોમા, વાંચન.

'કુ' પ્રત્યયના ઉપયોગથી વિશેષણો અને સર્વનામો બંધ બેસતા કરવામાં આવે છે, 'કુ,' સ્વર આગળ 'ક્વ' થાય છે.

કુફા કુઝુરી, ઉમદા મરણ.
કુપીગાના સી ક્વેમા, ઝઘડો સારો નથી.
કુઓગોપા હુકુ, આ બીક(ડર। ભીતી। ધાસ્તી। દહેશત। ધાક)
કુજા ક્વાકે કુમેનીપેન્ડેઝા, તેનાં આવવાએ (આગમને) મને આનંદ આપ્યો છે.
કુઇમ્બા કવાંકો હાકુકુનીપેન્ડેઝા, તમારા (ગાવાથી) ગાયને મને આનંદીત કર્યો નથી.
નીમેકુજુઆ કુલેવા ક્વાકો, હું તમારૂં પીવાનું (પીણું) જાણું છું.

સૂચના. પહેલી– સ્વાહીલીમાં ફકત એકજ ક્રિયાપદ નામ છે. નાલીઆન્ઝા કુકીસોમા કીટાબુ હીકી જાના, ના સાર્મા

નીમેક્વીશા કુકીસોમા, મેં આ ચોપડી ગઈ કાલે વાંચવાને શરૂ કરી, અને હવે તે વાંચવાનું પૂરૂં કર્યું છે.

## મનોયત્ન ૪૫

સ્વાહીલીમાં તરજુમો કરોઃ—

૧. તેને ખોદવું ગમતું (પસંદ) નથી. ૨. હું તમને મારવાને ઈચ્છતો નથી. ૩. મારી ધારણાનો ફેરફાર મને દુઃખ આપે છે. ૪. આ વૃક્ષને ફળ આવવા શરૂ થયા છે. ૫. ફળનું બહુ આવવું તેનો નાશ કરશે. ૬. તે (સ્ત્રી) નું નાચવું સારૂં છે, હું તે (સ્ત્રી) નું ગાવાનું વખાણુતો નથી. ૭. પાણી ઉકળવુ પૂરૂં થયું છે. ૮. બાળકોએ રમવાનું પૂરૂં કર્યું છે. ૯. લુગડાં ધોવા સખત કામ છે. ૧૦. બાળકો વાંચવાનું, અને લખવાનું અને ગણવાનું શીખે છે. ૧૧. જેવું (તે,) માનવું છે. ૧૨. બડાઈ કરવી સારી નથી. ૧૩. આણવું (લાવવું) (તે) લઈ જવું નથી. ૧૪. તે (સ્ત્રી) નું પકાવવાનું સારૂં છે. ૧૫. રહવું તમને નુકશાન કરશે. ૧૬. મોડું કરવાથી તે રેલગાડી ચૂકયો. ૧૭. તે સૂવામાં ઘણા કલાક લે છે. ૧૮. તેઓ વૃક્ષોને ખેંચીને લાવ્યા. ૧૯. સારૂં જાણવું (સારી રીતે જાણવું) તે સારૂં કરવું નથી. (થવું નથી.) ૨૦ મેં તેઓને ઝઘડામાં જેયા. (ઝઘડાની વચ્ચમાં) ૨૧. માફ કરવું અને ભૂલી જવું. ૨૨. મેં આ કામ કરવાનું પૂરૂં કર્યું છે.

સૂચના બીજી— કેટલાક શીખાઉને આ જાણવું મદદરૂપ થશે કે આ વર્ગ, 'પા' વર્ગ (બ), જેવો ; બીજાઓને તેને જુદો રાખવાથી સારૂં થશે.

## 'ઉ' વર્ગ

આ વર્ગના નામના શબ્દો જે 'ઉ'થી શરૂ થાય છે તેનુ બહુવચન 'ઉ' બદલીને 'ન્' કરવાથી થાય છે.

તેમ છતા આ ધારો ઘણા અપવાદો અને ફેરફારોને આધીન છે.

૧. 'ઉ', સ્વર આગળ 'વ' (ઉવ) બને છે, અને 'ન', 'ન્યુ' બને છે.

વેમ્બે (ઉવેમ્બે), અસ્ત્રો. ન્યેમ્બે, અસ્ત્રાઓ.
વીમ્બો (ઉવીમ્બો), ગાયન. ન્યીમ્બો, ગાયનો.

૨. જ્યારે નામના એકવચનનો શબ્દ 'ઉ' છૂટો પડી. શકે નહિ તેવો હોય ત્યારે તે 'ઉ' તેમનો તેમજ રહે છે અને તેની આગળ 'ન્ય' પ્રત્યય લગાડવામાં આવે છે.

ઉમા, કાંટો. ન્યુમા, કાટાઓ.

૩. 'ન્' અક્ષર કેવા ફેરફાર કરે છે તે 'ન્' વર્ગના પાઠમાં સમજણ આપી છે જુઓ પાનુ ૧૪, ૧૫, ૧૬, ને ૧૧૪.

નીચેની ટીપમાં જ્યાં બહુવચન વપરાશમાં છે ત્યાં બહુવચન આપેલું, છે. ઘણા ખરા જે ભાવવાચક છે, તેનુ બહુવચન નથી.

### નામની ટીપ, 'ઉ' વર્ગ.

| | | |
|---|---|---|
| ઉવ્યોવુ, | અધમ; દુષ્ટ; નઠારૂં, | માઓવુ. |
| વેમ્બે (ઉવેમ્બે); અસ્ત્રો, | | ન્યેમ્બે. |
| ઉપોફુ, | આંધળાપણું. | — |
| ઉવીવુ, | આળસુપણું. | — |
| ઉચુન્ગુ, | કડવાશ; | માચુન્ગુ. |

| | | |
|---|---|---|
| ઉગોમ્વી, | કજીઓ; ઝઘડો, | માગોમ્વી. |
| ઉકુકુઓ, | કયામત, પુનર્જીવન. | — |
| ઉમા, | કાંટો; દાંતાવાળું હથિયાર, | ન્યુમા. |
| ઉજી, | કાંજી; રાબ; ખીર, | — |
| ઉકીન્ગો, | કોર; ધાર; કાંઠો, | કીન્ગો. |
| ઉમાસ્કીની, | ગરીબાઇ. | — |
| ઉધીઆ, | ગડબડ; ઘોંઘાટ; મુસ્કેલી. | — |
| વીમ્બો; (ઉવીમ્બો), | ગાયન, | ન્યીમ્બો. |
| ઉદુમ્વા, | ગુલામી. | — |
| વીન્ગી (ઉવીન્ગી), | ઘણું. | — |
| ઉગાલી, | ઘેંસ; રોબડી, કાંજી. | — |
| ઉસો, — | ચહેરો, | ન્યુસો. |
| ઉકુન્ગુઓ, | ચાવી. | કુન્ગુઓ. |
| વીઝી (ઉવીઝી), | ચોરી. | — |
| વોકોકુ (ઉવોકોકુ), | છૂટકો; છૂટકારો; બચાવ. | — |
| ઉચાવી, | જાદુ; મંતર; વશીકરણ-વિદ્યા. | — |
| વાલુ (ઉવાલુ), | જાળ, | ન્યાલુ. |
| ઉલીમી, | જીભ, | ન્ડીમી. |
| ઉઝીમા, | જીંદગી; જીવન. | — |
| વોન્ગો (ઉવોન્ગો,) | જૂઠાણું; અસત્યપણું. | — |
| ઉમાન્ડે, | ઝાકળ; ઠાર. | — |
| ઉમા, | ડંશ, | ન્યુમા. |
| ઉપાન્ગા, | તલવાર, | પાન્ગા. |

| | | |
|---|---|---|
| ઉકાની, | તિક્ષ્ણપણું,<br>વિકરાળપાડ | – |
| ઉકુટા, | દિવાલ, | કુટા. |
| ઉઝી, | દોરો, | ન્યુઝી. |
| ઉલીમ્વેન્ગુ, | દુનિયા, | – |
| ઉપીન્ડી, | ધનુપ, | પીન્ડી. |
| વેઉપે (ઉવેઉપે) | પોળાશ, ઉજળાશ. | – |
| ઉકુચા, | નખ, | કુચા. |
| ઉપોલે, | નરમાશ, | – |
| ઉધાઈફુ, | નબળાઈ, | – |
| ઉન્યોન્ગે, | નીચતા, | માન્યોન્ગે |
| ઉપાના, | પહોળાઇ, | – |
| વાયો (ઉવાયો) | પગલા, | ન્યાયો |
| (ઉન્યાયો), | | ન્યાયો |
| ઉપેપો, | પવન, | પેપો |
| ઉવાઝીગી, | પ્રધાનપણું, | – |
| ઉસાફી, | પવિત્રતા, સ્વછતા | – |
| ઉઠુકુફુ, | પ્રતિષ્ઠા, ખ્યાતિ | – |
| ઉકુરાસા, | પાનુ (ચોપડીનુ), | કુરાસા. |
| ઉબાગ્વો, | પાટિયુ, | મ્બાગ્વો. |
| ઉપેલે, ફોડકી, | ખસ, ખરજ, ખુજલી | – |
| ઉવેન્ગુ, | બરોબ | – |
| ઉકુની, | બળતણ (લાકડાન), | કુની |
| ઉમુલ્ગાની, | બાદશાહી. | – |
| ઉપાન્ડે, | બાજુ, તરફ, | પાન્ડે |

| | | |
|---|---|---|
| ઉટોટા, | બાળપણ. | — |
| ઉવોગા, | બીક. | — |
| ઝે–, | બુઢાપો | — |
| વેમા (ઉવેમા), | ભલાઇ; પરોપકારપણું. | — |
| ાલી (ઉવાલી), | ભાત (રાંધેલાં). | — |
| ઉશીરીકા, | ભાગીદારી. | — |
| બીશી, | મશ્કરી; ઠેકડી. | — |
| ઉપુઝી, | માલ વગરનું; અર્થ વગરનું. | — |
| ગોન્જવા, | માંદગી; દરદ. | માગોન્જવા. |
| ઉકુફી, | મઠ્ઠીભર, | કુફી. |
| જાના, | યુવાની. | — |
| ઉફાલ્મે, | રાજ્ય, | ફાલ્મે. |
| ઉસીકુ, | રાત્રી. | સીકુ. |
| રેફુ, | લંબાઇ. | — |
| ન્ગા, | લોટ. | — |
| વાકાટી, (ઉવાકાટી), | વખત; ઋતુ, | ન્યાકાટી. |
| આ, | વંડો; વાડો; આંગણું, | ન્યુઆ. |
| ઉપોટેલું, | વ્યર્થશીલ. | — |
| ઉડેવું, | વાળ (દાઢીના), | ન્ડેવું. |
| ન્વેલે, | વાળ, | ન્વેલે. |
| ઉરીથી, | વારસો. | — |
| ઉટામ્બી, | વાટ (બત્તીની), | ટામ્બી. |
| મેમે, | વીજળી (વાદળામાં). | — |
| વીનો, (ઉવીનો), | શાહી. | — |

| | | |
|---|---|---|
| ઉદુલીવુ, | શાંતતા; નિરવતા. | — |
| ઉટાજીરી, | શાહુકારી. | — |
| ઉવીન્ગુ, | સ્વર્ગ, | ઝબીન્ગુ. |
| ઉવેઝો, | સત્તા, સામર્થ્ય, | માવેઝો. |
| ઉફાગીઓ, | સાવરણી, | ફાગીઓ. |
| ઉઆપો, | સોગન, | ન્યાપો. |
| ઉઝુરી, | સુંદરતા; શોભા; લાવણ્યતા; કાંતિ; ખૂબસૂરતી. | — |
| ઉશુજા-, | હિંમત; વીરતા. | — |
| ઉવેરેલુ, | હોશિયારીવાળું; લુચ્ચાઇવાળું. | — |

સૂચના :- ટીપની અંદરના થોડાંએક શબ્દોનું બહુવચન 'મા' વર્ગની માફક 'મ.' પ્રત્યયથી થયેલ છે.

વિશેષણો, 'ઉ'વર્ગ:- બદલાતા સંખ્યાવાચક શબ્દો સહિત, વિશેષણોને, 'ઉ' વર્ગના શબ્દો સાથે બંધ બેસતા કરવા માટે એકવચનમાં 'મ' અગર 'મ્વ', અને બહુવચનમાં 'ન' અગર 'ન્ય' પ્રત્યય લગાડવામાં આવે છે.

વેમ્બે (ઉવેમ્બે) મ્ફાલી, ધારવાળો અસ્ત્રો.
ન્યેમ્બે ફાલી, ધારવાળા અસ્ત્રા.
વીમ્બો (ઉવીમ્બો) ૨ઝુરી, સારૂં ગાયન.
ન્યીમ્બો ન્ઝુરી, સારાં ગાયનો.
ઉકુન્ગુઓ મ્ઝીટો, ભારે ચાવી.
કુન્ગુઓ ન્ઝીટો, ભારે ચાવીઓ.

કેટલાએક નામોનું બહુવચન 'મા' પ્રત્યયથી થયું છે. તેને 'મા' વર્ગના ધારા લાગુ પડે છે.

| | |
|---|---|
| માગોન્જવા માણાયા, | ખરાબ દરદો. |
| માઓવુ મેન્ગી, | ઘણાં દુષ્ટો. |

**સર્વનામ, 'ઉ' વર્ગ**— સર્વનામના અક્ષરો (પ્રત્યયો) 'ઉ' વર્ગમાં, એકવચનમાં 'ઉ' અને બહુવચનમાં 'ઝી' છે; સ્વર અગાઉ 'ઉ નો 'વ' (ઉવ) ને 'ઝી' નો 'ઝ' થાય છે.

| | |
|---|---|
| ઉપોલે ઉ સ્વેમા, | નરમાશ સારી છે. |
| કુની ઝી કુપી, | બળતણુ (ના લાકડાં) ટૂંકાં છે. |
| ઉરીથી ઉમેપોટેઆ, | વારસો ગુમાઇ ગયો છે. |
| પાન્ગા ઝીમેંઆન્ગુકા, | તરવારો નીચે પડી ગઇ છે. |
| નીમેઉપાટા ઉફાલ્મે, | મને રાજ્ય મળ્યું છે. |
| આમેઝીટ્વા-કુન્ગુઓ, | તેણે ચાવીઓ લીધી છે. |

**દર્શક** 'હૂ'– અને હીઝી, 'ઉલે' અને 'ઝીલે' છે.

**પ્રશ્નાર્થ** કયો, કઈ, કયું ? 'ઉપી' ? અને 'ઝીપી' ? છે.

**છઠ્ઠી વિભકિત** 'ના' માટે 'વા' ('ઉવા') અને 'ઝા' છે.

**કબજો બતાવનાર** 'વ' ('ઉવ') અને 'ઝ' પ્રત્યયથી બને છે.

| | |
|---|---|
| વાલી હૂ–, | આ ભાત. |
| ઉસીકુ ઉપી ? | કઇ રાત્રી ? |
| વીન્ગી વા (ઉવા) માજી, | પુષ્કળ પાણી. |
| ઉરેફુ વાકે (ઉવાકે), | તેની લંબાઇ. |
| કુન્ગુઓ ઝીલે. | પેલી ચાવીઓ, |
| સ્માઓ ઝીપી ? | કયા પાટિયાઓ ? |
| ન્ચીમ્ઓ ઝા ડીની. | ધર્મના સ્તોત્રો, |

| | |
|---|---|
| કુન્ગુઓ ઝાન્ગુ. | મારી ચાવીઓ, |
| ઉન્ગા વોટે (ઉવોટે), | બધોય લોટ. |
| ન્યાપો ઝોટે. | બધા સોગન, |

**સંબંધી પ્રત્યયો 'ઓ' અને 'ઝો' છે.**

| | |
|---|---|
| ઉટામ્બી નીલીઓઉકાટા, | વાટ જે મે કાપી. |
| કુટા ઝીલીઝોજેન્ગ્વા | ઝા માવે, દિવાલો જે પત્થરની બાંધવામાં આવેલી હતી. |

**અનિશ્ચિત સર્વનામો 'વો વોટે' (ઉવો ઉવોટે) અને 'ઝો ઝોટે' છે.**

| | |
|---|---|
| ઉબીશી વો વોટે (ઉબીશી ઉવો ઉવોટે), | કોઇપણ પ્રકારની મશ્કરી. |

**નકાર ક્રિયાપદના પ્રત્યયો, 'હાઉ' અને 'હાઝી' છે.**

| | |
|---|---|
| ઉબાઓ હુ- હાઉફાઇ, | આ પાટિયું ઉપયોગનું નથી. |
| મ્બાઓ હીઝી હાઝીટોશી, | આ પાટિયાઓ પુરતાં નથી. |

## મનોયત્ન ૪૬

સ્વાહીલીમાં તરજુમો કરો :-

૧ સિપાઇનું ધનુષ ભાંગેલું છે અને તેની તરવાર ખોવાઇ ગઇ છે. ૨ શાહી ઢોળો નહિ. ૩ હું આ દિવાલ ઉપર ઠેકી શકું. ૪ વિજળી વૃક્ષને લાગી અને ત્રણ માણસોને મારી નાખ્યા. ૫ તેનું સામ્ય તેના દુશ્મનોથી નાશ થયું ૬. તેને કોઇપણ જાતની મશ્કરી ગમતી નથી. ૭ અમે રસ્તામાં ક્યાંએ તેઓના પગલાં જોયાં નથી. ૮ મારો વારસો મોટો નથી, પરંતુ તે પુરતો હશે (થશે). ૯. આ છોકરાની આળસાઇ મને

આશ્ચર્ય પમાડે છે. ૧૦. જાળ (બ. વ.) ભાંગેલી હતી, તેથી જનાવરો બચી ગયા. ૧૧. મેં તમારો અસ્ત્રો વડામાંથી (આંગણામાંથી) ઉપાડયો છે, તેને વધારે બગડવા દીધો નથી. ૧૨. પરંતુ અસ્ત્રા દાઢી કરવા માટે વપરાય છે અને તેઓ ધારવાળા હોવા જોઈએ; હવે આ એક (અસ્ત્રો) કોઈ પણ ઉપયોગનો થશે નહિ, તે બગડી ગયેલ છે. ૧૩ આ, તમે જે કહો છો તે કઈ જાતની અર્થવિનાની વાત છે? ૧૪. જો મે તેઓને યાદ કરાવેલ ન હતે તો મેં જે લોટ મંગાવ્યો (નનાવેલો) તે, તેઓ લાવ્યા ન હતે. ૧૫. જે ખરાબ રાંધેલા ભાત છે તે શા માટે તમે મારી પાસે લાવો છો? ૧૬. પેણુ નેજ બનાવવા માટે તમે કયા પાટિયા વાપર્યાં? ૧૭. બત્તી બળી નહિ, અને મેં જોયું કે વાટ (બ. વ.) ઘણી ટૂંકી હતી. ૧૮. કઈ જાતની દુષ્ટ દુનિયા છે!

### ક્રિયાપદ હોવું (છે, થવું)

ઘણું કરીને દુનિયામાં એવી કોઈ ભાષા નહિ હોય કે જેનું ક્રિયાપદ હોવું, થવું સંપૂર્ણપણે નિયમિત હોય. તેમ છતાં સ્વાહીલીમાં તે ક્રિયાપદની અનિયમિતતા બીજી ભાષાઓ કરતાં ઓછી તકલીફ આપશે,

કાળ, અને વર્તમાન સંબંધ બતાવનાર કાળ છે.

(બીજા છે પણ આ પુસ્તકમાં નથી.)

વર્તમાન કાળ:—

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| 'વા' વર્ગ (૧) | ની, હું છું | હુ, અમે છીએ. |
| (૨) | ઉ, તું (તમે) છો. | સ, તમે છો: |
| (૩) | સુ, તે છે. | વા, તેઓ છે. |
| 'મી' વર્ગ | ઉ, તે છે | ઈ, તેઓ છે |
| 'કી' વર્ગ | કી | વી |
| 'ન્' વર્ગ | ઈ | સી |
| 'મા' વર્ગ | લી | થાં |
| 'ઉ' વર્ગ | ઉ | ઝી |
| 'પા' વર્ગ (અ) | પા | |
| (ક) | કે | |
| (બ) | સુ | |
| 'કુ' વર્ગ | કે | |

અગાઉ આ બધા રૂપો આવી ગયા છે. આ સર્વનામ પ્રત્યયો એકલા આવે છે ત્યારે તે ક્રિયાપદ 'છે,' 'હોવું' નો અર્થ દર્શાવે છે. તેનો ખુલાસો અગાઉ અપાઈ ગયો છે.

અલબત્ત, અહીંયાં હાલમાં કોઈપણ રૂપમાં 'લી' મૂળ નથી, તેનું કારણ એ છે કે 'લી' અક્ષર બહુજ નબળો હોવાથી વર્તમાનકાળના કર્તા પ્રત્યયને પોતાની પછવાડે મૂકીને હારમાંથી ખસી ગયો છે.

ચાલો આપણે ફેરીથી હાર ઉપર મૂકીએ. ઉપરના રૂપોને "લી' મૂળ લગાડો અને પછી સબંધી પ્રત્યય મૂકો. જેવી રીતે આપણે સંબંધી રીતમાં શીખ્યા તેવી રીતે.

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| વા, વર્ગ (૧). | નીલીયે, હું જે છુ. | ટુલીઓ, અમે જે છીએ |
| (૨) | ઉલીયે, તું-તમે જે છો. | મ્લીઓ, તમે જે છો. |
| (૩) | આલીયે, તે જે છે. | વાલીઓ, તેઓ જે છે. |
| મી, વર્ગ | ઉલીઓ, જે છે. | ઇલીયો, જે છે. |
| કી, વર્ગ | કીલીચો. | વીલીવ્યો. |
| નું, વર્ગ | ઇલીયો. | ઝીલીઝો. |
| મા, વર્ગ | લીલીલો. | ચાલીયો. |
| ઉ' વર્ગ | ઉલીઓ. | ઝીલીઝો. |
| પાં, વર્ગ (અ) | પાલીપોં. | |
| (ક) | કુલીકો. | |
| (બ) | મ્લીમો. | |
| કુ, વર્ગ | કુલીકો. | |

અહીંયાં તે હારમાંથી બહાર જઇ શકયો નહિ કારણ કે સંબંધી શબ્દે તેને તેની જગ્યા ઉપર રાખ્યો, જે હંમેશાં તેની આગળના શબ્દના ઉચ્ચારને જોશ આપે છે.

આલીયે (યુલીયે માટે વપરાયું છે) કોઈ આશ્ચર્ય ઉત્પન્ન કરતું નથી. દરેક ઠેકાણે 'યુ'ની જગ્યા 'આ' એ 'વા' વર્ગમાં ત્રીજા પુરુષ એકવચનમાં લીધી છે.

સૂચના: પહેલી– હોવું (થવું, છે) નું વર્તમાન કાળ સ્વાહીલીમ ઘણીવાર મૂકી દેવામાં આવે છે, પરંતુ જેમ આપણે

ધારીએ છીએ તેમ વારંવાર નહિ.

સૂચના: બીજી- ઉપર રૂપો આપ્યા છે તેને બદલે 'ની' શબ્દ દરેક પુરુષમાં દરેક વચનમાં વાપરી શકાય છે અને આ બાબત શરૂઆત કરનારને ઉપયોગમાં લેવા માટે બહુજ ઉપયોગી છે.

સૂચના: ત્રીજી- સૂચના, પહેલી અને બીજી, વર્તમાન સંબંધી રચનાને લાગુ પડતી નથી.

ક્રિયાપદ-હોવું (થવું, છે) ના બીજા કાળો 'વા' (ઉવા) મૂળમાંથી બનાવવામાં આવે છે જેનો અર્થ 'હોતાં' જેવો થાય છે, અને ભૂત કે ભવિષ્યમાં તેનો અર્થ અસ્તિત્વ અગર હયાતિ જેવાને મળતો થાય છે. એકાક્ષર (એક સ્વરી) વાળા ક્રિયાપદો અને સામાન્ય ક્રિયાપદો જે ઉચ્ચાર કરવાને 'કુ' રાખે છે તે સિવાય તેઓ તદ્દન નિયમતિ છે. આ બાબત સંપૂર્ણ રીતે **એકાક્ષરી (સ્વરી) ક્રિયાપદો** આપેલા છે તેમાં સમજાવવામાં આવી છે.

| | |
|---|---|
| નીમેકુવા, | હું છું; હું થયો છું. |
| નીલીકુવા, | હું હતો; (હું થયો, બન્યો). |
| નીટાકુવા. | હું થઈશ; હું હોઈશ. |
| નીલીયેકુવા, | હું જે હતો. |
| નીટાકાયેકુવા, | હું જે હોઈશ, |
| નીન્ગેકુવા, | જો હું હોત. |
| નીન્ગાલીકુવા, | જો હું હોતે તો. |
| સીટાકુવા, | હું હોઈશ નહિ. |
| નીમીયેકુવા, | હું જે હનો નહિ. |

| | |
|---|---|
| સીન્ગેકુવા, | જો હું હોઈશ નહિ તો. |
| સીન્ગાલીકુવા, | જો હુ હતે નહિ તો. |
| નીકાવા, | અને હુ હતો (થયો). |
| નીકીવા, | જો હું છું. |
| નીવે, | મને હોવા દો (થવા દો). |
| નીવાયે, | હું જે થાઉ. |
| સીવી, | હું નથી. |
| સીકુવા, | હું હતો નહિ. |
| સીજાવા, | હું હજું છું નહિ. |
| નીસીવે, | મને હોવા દો નહિ. |
| કુવા, | હોવું. |

સૂચના પહેલી.– ભૂતકાળમા પહેલા પુરુષ એકવચનમાં રીત પ્રમાણે 'નીલીકુવા'ને બદલે ઘણીવાર 'નાલીકુવા' વપરાય છે.

સૂચનાઃ બીજી.– નીવાયે, વગેરે, આ રૂપો હયાતિમાં છે પણ બહુ વપરાશ નથી થતો, અને જ્યારે થાય છે ત્યારે કુદરતી રીતે ફક્ત 'હોતાં' અગર 'ગમે તેમ બનતાં' જેવા અર્થમાં થાય છે.

| | |
|---|---|
| વીટુ વીલીબ્યો બ્યોટે, | ચીજો જે હોય તે. |
| વીટુ વીવાબ્યો બ્યોટે, | ચીજો ગમે તેવી નીકળે (હોય). |

સૂચના ત્રીજી.– સીવી, વગેરે, આ રૂપો હયાતિમા છે પણ તેનો ઉપયોગ જવલ્લેજ થાય છે.

શબ્દ 'સી' દરેક પુરુષમાં અને બન્ને વચનોમાં વર્તમાન નકારમાં વાપરી શકાય છે. શરૂઆત કરનારને માટે ઉપયોગી બીજી બાબત.

સૂચનાઃ ચોથી– જેવી રીતે વર્તમાન હકાર, સંબંધી પ્રત્યય 'લી' મૂળ ઉપર બનાવાય છે તેવી રીતે વર્તમાન નકાર, સંબંધી પ્રત્યય 'સી' ઉપર થાય છે.

| | |
|---|---|
| નીસીયે, હું જે નથી, | દુસીંઓ, અમે જે નથી. |
| વગેરે, વગેરે. | વગેરે, વગેરે. |

## સ્થળમાં હોવું

દરેક ભાષામાં, હયાતિ (અસ્તિત્વ) વિષેના નિવેદનમાં સ્થળનું સૂચન ઘણીવાર સાથે હોય છે; આમ, માણસ વિષે બોલાય ત્યારે આપણે ઘણું કરીને કહેવાને ઇચ્છીએ છીએ કે તે માત્ર છે એટલુંજ નહિ પરંતુ તે અહીંયાં છે, અગર તે ત્યાં છે, અગર તે અંદર છે અગર તો ઓછામાં ઓછું તે કયાંક છે. તેવીજ રીતે ચીજો બાબત, તે માત્ર છે તે જાણવું બહુજ થોડું ઉપયોગનું છે, આપણે જાણવા ઇચ્છીએ છીએ કે તેઓ કયાં છે, તેમજ વાતચીતમાં, તેઓ કયાં છે એમ પૂછી શકીએ અગર તેઓ કયાં છે તેમ કહી શકીએ તેમ ઇચ્છીએ છીએ.

સ્વાહીલીમાં આ બાબત ક્રિયાપદ 'હોવું' ના જોઇતા કાળમાં અક્ષરો 'પો', 'કો', કે 'મો' જેની સાથે હવે આપણને પરિચય છે તેમાંથી કોઇપણ યોગ્ય શબ્દ લગાડીને કરાય છે. આ અક્ષરો આ પ્રમાણે વપરાયા હોય ત્યારે તે સંબંધી પ્રત્યયો નથી, પરંતુ તેઓનો મૂળદર્શક તરીકે અર્થ (મહત્વ) હોય છે, પરંતુ અલબત તેના રૂપો ત્રણે જગ્યાના સંબધના પ્રત્યયો વપરાય છે તેવીજ રીતના હોય છે.

વર્તમાનકાળઃ—

| | | | | |
|---|---|---|---|---|
| વા, વર્ગ. એ.વ. | (૧) | નીપો | નીકો | નીમો |
| | (૨) | ઉપો | ઉકો | ઉમો |
| | (૩) | ચુપો | ચુકો | ચુમો |
| બ.વ. | (૧) | ટુપો | ટુકો | ટુમો |
| | (૨) | ગ્પો | ગ્કો | ગ્મો |
| | (૩) | વાપો | વાકો | વામો |

બીજા વર્ગના, આ કોઠાના બાકીના રૂપો શીખનાર પોતે લખશે તો સારો અભ્યાસ થશે. 'પા' વર્ગના રૂપો અલબત અનુમાનના છે, પરંતુ તર્ક કોઈપણ વખતે તેવા રૂપોના ઉપયોગની ના પાડે છે. કોઠામાં આપેલું (૨) બહુવચનનુ રૂપ વાપરવામાં આવેલું હોય અગર વપરાએલું હોય તેવું અમારા સાંભળવામાં આવ્યું નથી, પરતુ તેને લગતાં બીજાં રૂપો હોય છે, 'નીન્ચી ગ્પો' ને બદલે 'નીન્ચી ગ્મે કુત્રાપો હાપા,' વગેરે. પરંતુ આ બધા રૂપોનો ઉપયોગ અમુક જગ્યાએ જ અમુક વખતે થાય છે એમ કહેવામાં આવ્યું છે.

સૂચનાઃ પહેલી.—'ચુપો' એટલે તે 'અહીયાં છે તેમ, અને 'ચુકો' એટલે તે ત્યાં છે તેમ, માનતા નહિ; 'પો' અને 'કો' વચ્ચેનો તફાવત દૂર અને નજીકનો નથી પરંતુ ચોક્કસપણાનો અને અચોકકસપણાનો છે. આપણે કહી શકીએ કે 'ચુપો હાપા,' તે અહીંયાં છે અને 'ચુપો પાલે,' તે ત્યાં છે. 'ચુકો હુકુ,' તે અહીતહીં (આટલામાં) છે, અને 'ચુકો કુલે,' તે તેટલામાં છે, 'ચુમો

હુમુ,' તે અહીંયાં અંદર છે, 'યુમો મ્લે,' તે ત્યાં અંદર છે.

પરંતુ સ્વાભાવિક ચીજો માટેના નિર્દેશમાં 'યુપો હાપા' અને 'યુકો કુલે' તેવા વાકયો વારંવાર હંમેશના વપરાશના છે. કોઇપણ એકલું 'યુપો' કહે ત્યારે ખચિત તે 'યુપો હાપા' કહેવા માગે છે અને તમે 'યુકો' સાંભળો ત્યારે 'યુકો કુલે', એટલે તે ત્યાં છે તેમ અનુમાન કરો છો; આ તમને ખોટે રસ્તે દોરી નહિ જાય; પરંતુ 'પો,' 'કો,' અને 'મો' પ્રત્યયો સ્થળ સૂચવે છે અને તેઓની વચ્ચેનો જે તફાવત છે તેનો ઉપયોગ નીચે પ્રમાણે વપરાશમાં છે.

પો, ચોકકસપણા માટે.
કો, અચોકકસપણા માટે.
મો, અંદર હોવાપણા માટે.

કુન્યુઓ ઝીપો હાપા, ચાવીઓ અહીંયાં છે.
મ્સીમામીઝી યુકો કુલે, રખેવાળ (દેખરેખ રાખનાર) ત્યાં (લગભગ તેટલામાં) છે.
બ્વાના યુમો? શેઠ અંદર છે?

**વર્તમાન સંબંધી.**— આ ક્રિયાપદ 'હોવું' ના વર્તમાન કાળના સંબંધી જેવુંજ છે, જેને 'પો,' 'કો' અગર 'મો' લગાડવામાં આવે છે. પરંતુ 'વા' વર્ગના એકવચનમાં સંબંધી પ્રત્યય 'ઓ' જે જૂનું છે તેણે હજુ 'યે' કે જે હાલનું રૂપ છે તેને સ્થાન આપ્યું નથી, કારણ કે, 'પો,' 'કો,' અગર 'મો' તેની પછવાડે આવે છે માટે 'આલીયેપો' ના કરતાં 'આલીઓપો' કહેવું વધારે સહેલું છે તેથી અહીંયાં

'ઓ' જે જૂનો સંબંધી પ્રત્યય છે તેનું પુનર્જીવન થયું છે. તેવીજ રીતે 'નીલીઓકો' અગર 'ઉલીઓપો' વગેરે. અભ્યાસ કરનાર આ બધાં રૂપો પોતાની મેળે સહેલાઇથી કરી શકશે; બધાં મળીને તેઓ ૬૦, છે પરંતુ અલબત્ત 'પા' અને 'કુ' વર્ગના રૂપો તર્ક અગર વ્યવહારના કારણે ભાગ્યેજ વપરાય છે.

વીટુ વીલીંચોમો ન્યુમ્બાની, ·ચીજો જે ઘરમાં છે.
કીલા આલીઓપો લેઓ, દરેક જણ જે આજે હાજર છે.
માગ્ઓ ચાલીચોકો ઉન્ગુજા, રીતો (હિલચાલો, વર્તણુકો) જે જંગબારમા છે.

**બીજા કાળો.**— આ બધાં રૂપો ક્રિયાપદ 'હોવુ'ના બીજા કાળમાંથી બને છે, (બનાવાય છે) અને તેને 'પો,' 'કો,' અને 'મો' જેમ જોઈએ તેમ લગાડવામા આવે છ. (બધાં મળીને લગભગ ૧૦૦૦ રૂપો છે).

સૂચના પહેલી:— 'નીવાચે' વગેરેમાંથી અગર 'ની્વી' વગેરેમાંથી કોઇપણ રૂપો બનતાં નથી, ઓછામાં ઓછું અમારા ધ્યાનમાં એકેય નથી.

સૂચના બીજી:— પાના ૨૦૪ માં સૂચના ચોથીમાં જે વર્તમાન નકાર છે તેમાંથી કોઇપણ રૂપ બન્યા હોય તેવું અમારા સાંભળવામાં આવ્યું નથી. પરતુ શા માટે તે ન હોવાં જોઇએ તેનું કારણ નથી, અને જેને પ્રમાણભૂત ગણી શકાય તેવા કેટલાક કહે છે કે, છે. આ શકય રૂપોને બદલે, જે નકાર ભૂતકાળ સબધીમાંથી બનેલા છે તે ભૂતકાળ, વર્તમાન અગર ભવિષ્ય કાળમાં વપરાય છે. (જુઓ પાનું ૧૪૦)

હુમો, આ તમારી અંત્યેષ્ટિ (ઉત્તરક્રિયા) નથી. હામ્મો, તમે વચમાં પડો નહિ.
હાયુમો, તે આમાંથી બહાર છે. હાવામો, તે તેઓનું કામ નથી.

## મનોયત્ન ૪૭

સ્વાહીલીમાં તરજુમો કરોઃ-

૧. તે પૈસાદાર છે, પરંતુ અમે ગરીબ છીએ. ૨. હું ધારૂં છું આજે ગુરૂવાર છે. ૩. પુસ્તક મેજ ઉપર છે. ૪. મેજ ઉપર જે પુસ્તક છે તે મારી પાસે લાવો. ૫. હું જે વૃદ્ધ છું તેણે ઘણી ચીજો જે સારી નથી તે જોઇ છે. ૬. અમારો રખેવાળ ક્યાં છે? ૭. તે મજૂરોની સાથે ખેતરમાં ક્યાંક છે. ૮. અમે રસ્તામાં ત્રણ મોટર કારને મળ્યાં. ૯. બધું પાણી જે સમુદ્રમાં છે તે ખારૂં છે. ૧૦. ઘણા માણસો શહેરમાં હતા, પરંતુ થોડા તેઓના ઘરની બહાર હતા. ૧૧. આ સ્થળે નદી ડુંગરની નજીક હતી. ૧૨. જો તે સારો માણસ હતે તો તે આમ ન કહેતે. ૧૩. એક દિવસ તમે પોતે વૃદ્ધ થશો. ૧૪. જો તે ત્યાં હોય તો તેને અંદર આવવાને કહો. ૧૫. જ્યારે તેઓ શહેરમાં હતા ત્યારે તેઓએ સુલતાનને જોયા. ૧૬. અહીંયાં હાજર રહેલ દરેક જણ આજે મારા શબ્દો કબૂલ કરશે કે તે સાચા છે. ૧૭. મેં બધાં પુસ્તકો જે ત્યાં હતાં તે ખરીદ્યાં, પણ ઘણાં જે મને ખપતાં હતાં તે ત્યાં હતાં નહિ. ૧૮. બાસઠ માણસો મછવામાં હતા. ૧૯. ગઇ કાલે નિશાળમાં ૨૧૯ બાળકો હતા, આજે ફક્ત ૨૦૫ હાજર છે. ૨૦. તેઓ તે (સ્ત્રી) માટે છ જુની

મ્હુ યે યોટ્રે આસીમેકુવાપો, હરકોઇ જે હાજર છે (નહિ હતો) નહિ) (હશે નહિ).

સૂચના ત્રીજી- વર્તમાન નકાર જે 'લી' મૂળ અને નકાર પ્રત્યયો (અલબત્ત તે વખતે મૂળ 'લી' હારમાંથી નીકળી જાય,) માંથી બનાવી શકાય, તે વપરાયેલાં દેખાતા નથી (સીવાય ફક્ત 'હુ' તમે નથી, કે જે કેટલીકવાર વપરાએલો હોય છે)

પરંતુ 'પો', 'કો' અગર 'મો' સાથે આ રૂપો બહુજ સામાન્ય છે.

સીપો, હુગો, હાયુપો, હાદ્વુપો, હાસ્પો, હાવાપો, હાઉપો, હાઇપો, હાકીપો, હાવીપો, વગેરે, વગેરે, અને તેવીજ રીતે 'કો' અને 'મો' લગાડીને બનતાં રૂપો (લગભગ સાઠ).

સૂચના: ચોથી :- રૂપો જેવાંકે હાયુપો, હાયુકો, હાયુમો, જે બીશપ મ્રીઅરના વખતમાં બહુજ બેડોળ ગણાતા તેઓએ હાલમાં તેના બદલેના રૂપો જેવાં કે હાપો, હાકો, હામો, જે હાલમાં કદીપણ વપરાતાં નથી અને જે ઘણીવાર સમજી શકાય તેવા નથી તેના ઉપર પ્રાધાન્ય મેળવ્યું છે.

સૂચના પાંચમી.- 'મો' વાળા રૂપોનો આનંદદાયક પારીભાષિક અર્થ હોય છે. (હું તેની અંદર નથી. વગેરે).

'સીમો,' તેમાંનું કોઇ મારૂં કામ નથી. હાદુમો, અમે તેનાથી હાથ ધોઇ નાખીએ છીએ.

હુમો, આ તમારી અંત્યેષ્ટિ (ઉત્તરક્રિયા) નથી. હામ્મો, તમે વચમાં પડો નહિ.

હાયુમો, તે આમાંથી બહાર છે. હાવામો, તે તેઓનું કામ નથી.

## મનોયત્ન ૪૭

સ્વાહીલીમાં તરજુમો કરોઃ–

૧. તે પૈસાદાર છે, પરંતુ અમે ગરીબ છીએ. ૨. હું ધારૂં છું આજે ગુરૂવાર છે. ૩. પુસ્તક મેજ ઉપર છે. ૪. મેજ ઉપર જે પુસ્તક છે તે મારી પાસે લાવો. ૫. હું જે વૃદ્ધ છું તેણે ઘણી ચીજો જે સારી નથી તે જોઇ છે. ૬. અમારો રખેવાળ કયાં છે? ૭. તે મજૂરોની સાથે ખેતરમાં કયાંક છે. ૮. અમે રસ્તામાં ત્રણ મોટર કારને મળ્યાં. ૯. બધું પાણી જે સમુદ્રમાં છે તે ખારૂં છે. ૧૦. ઘણા માણસો શહેરમાં હતા, પરંતુ થોડા તેઓના ઘરની બહાર હતા. ૧૧. આ સ્થળે નદી ડુંગરની નજીક હતી. ૧૨. જો તે સારો માણસ હતે તો તે આમ ન કહેતે. ૧૩. એક દિવસ તમે પોતે વૃદ્ધ થશો. ૧૪. જો તે ત્યાં હોય તો તેને અંદર આવવાને કહો. ૧૫. જ્યારે તેઓ શહેરમાં હતા ત્યારે તેઓએ સુલતાનને જોયા. ૧૬. અહીંયાં હાજર રહેલ દરેક જણ આજે મારા શબ્દો કબૂલ કરશે કે તે સાચા છે. ૧૭. મેં બધાં પુસ્તકો જે ત્યાં હતાં તે ખરીદ્યાં, પણ ઘણાં જે મને ગમતાં હતાં તે ત્યાં હતાં નહિ. ૧૮. બાસઠ માણસો મછવામાં હતા. ૧૯. ગઇ કાલે નિશાળમાં ૨૧૯ બાળકો હતા, આજે ફક્ત ૨૦૫ હાજર છે. ૨૦. જુઓ તે (સ્ત્રી) માટે છ જુદી

જાતના ખોરાક લાવ્યા, અને તે(સ્ત્રી)ને વધારે ખપતા હતા; પરંતુ ત્યાં બીજી જાતના હતા નહિ. ૨૧. તમો ક્યાં છો ? ૨૨. હું અહીંયાં છું. ૨૩. જ્યાં ઇચ્છા (છે) ત્યાં રસ્તો (છે) (મન હોય તો માળવે જવાય).

## અનુસંધાનનુ દર્શક

અત્યાર સુધી વસ્તુના સંબંધમાં નજીક કે દૂર તેવા બે દર્શકના ઉપયોગ શીખીને, આપણુને સંતોષ હતો. અગાઉ કહેવાય ગઇ હોય તેવી નજીક કે દૂર વસ્તુ બારામાં ત્રીજું દર્શક છે. અને તેનું ટૂંકું રૂપ છે, જે નીચેનો કોઠો તપાસવાથી બરાબર માલુમ પડશે.

| | સંપૂર્ણ રૂપો | | ટૂંકાં રૂપો | |
|---|---|---|---|---|
| | એ. વ. | બ. વ. | એ. વ. | બ. વ. |
| વા, વર્ગ | હુયો | હાવો | [–યો] | [–વો] |
| ભી, વર્ગ | હુઓ | હીયો | –ઓ | –યો |
| કી, વર્ગ | હીચો | હીવ્યો | –ચો | –વ્યો |
| ન્ વર્ગ | હીયો | હીઝો | –યો | –ઝો |
| મા, વર્ગ | હીલો | હીયો | –લો | –યો |
| ઉ, વર્ગ | હુઓ | હીઝો | –ઓ | –ઝો |
| પા, વર્ગ (અ) | હાપો | | –પો | |
| (ક) | હુકો | | –કો | |
| (બ) | હુમો | | –મો | |
| કુ, વર્ગ | હુકો | | –કો | |

સૂચના પહેલીઃ– આ રૂપો, 'આ' અગર 'તે' અગાઉ વર્ણવેલી (કહેવાય ગયેલી) ચીજ માટેના સંબંધમાંજ ઉપયોગમાં લેવામાં આવે છે; તે રૂપો વાતચીતનો કોઇ નવો પ્રસંગ ઉમેરી શકતા નથી.

નોટીસ વગેરેમાં ઉપર આપેલ નામોની ટીપ કે વિગતવાર નોંધ પત્રક માટે તે વાપરી શકાય છે; પરંતુ **નીચે લખેલ** નામોની ટીપ કે વિગતવાર નોંધ પત્રક માટે વાપરી શકાય નહિ. આ બાબતની ભૂલો દુઃખદાયક રીતે સામાન્ય છે.

સૂચના બીજીઃ– 'ન્યો' પ્રત્યય રીત દર્શાવે છે, અને તેને અનુસરીને 'હીન્યો' નો પણ અર્થ આમ અગર આવી રીતે છે અને ઘણીવાર અવ્યય તરીકે પણ વપરાય છે. પરંતુ કવા હીન્યો (માટે આમ) જોકે અમુક સ્થળે ખચિત વપરાય છે છતાં ખોટું વ્યાકરણ છે.

સૂચના ત્રીજી :– 'તેથી કરીને' નુ યોગ્ય બ્યાન 'કવા હીયો' છે. આ આવી બાબતથી સમજાવી શકાય કે ન્ વર્ગના એકવચનનો સર્વનામિક શબ્દ વપરાયો હોય તો તે હંમેશાં ભાવવાચ્ય કર્તા (અકર્તૃક) દર્શાવે છે, અગર ધારણાથી જણાય છે કે કોઇ શબ્દ જેવોકે 'આજીલી' અગર 'સાબાબુ' અધ્યાહાર છે. 'કવા હીયો,' ઓછામાં ઓછું 'કવા હીન્યો' પ્રમાણેજ વપરાય છે અને તે સારા પ્રકારનું વ્યાકરણ છે તે તેનો વિશેષ ગુણ છે.

સૂચના ચોથી :– આ બધા રૂપોની ઉત્પત્તિ, દર્શક પહેલું, કે જેનો અર્થ 'આ' છે તેમાંથી થએલ છે અને તેમ કરતાં તેનો છેલ્લો અક્ષર 'ઓ' થાય છે. આ દર્શકના

ટૂંકાં રૂપો 'ન્ડી' અક્ષર સાથે જોડાય છે અને તેથી કરીને જોશવાળુ (જોમવાળુ) હકારનું અનુમોદન (ટેકો) બને છે, 'સી' ની સાથે જોશવાળું (જોમવાળું) નકારવાળું અનુમોદન (ટેકો) બને છે; અને 'ના' ની સાથે સંગતિ (સમર્ગ) બતાવે છે.

ન્ડીબ્યો, એમજ (છે). સીબ્યો, એમ નહિ જ.

કીટાબુ આમેકૂવેન્ડા નાચો, અહો! પુસ્તક, તે સાથે લઈ ગયો છે. =(તે સાથે લઇને આવ્યો ગયો છે.)

'ન્ડીયો', તે (તેમ) છે, અને સીયો, તે (તેમ) નથી, (ન્, વર્ગ એ. વ.). હમેશાં જ્યારે આપણે ગુજરાતીમાં હા કે ના કહીએ ત્યારે વપરાય છે; પરંતુ નકારવાળા પ્રશ્ન પછી તદ્દન ઉલટીજ રીતમાં વપરાય છે.

હુકુકુઆ કોટી હી-? તમે આ કોટ નથી ધોયો?

ન્ડીયો, બ્વાના. હાજી, સાહેબ (= તે તેમજ છે) (મેં તે ધોયો નથી.)

(નોટ. આનો ખુલાસો આમ થઇ શકે અને આ ગેરસમજણનો નિવેડો થઇ જાય. અમારી ચર્ચામાં નીચે પ્રમાણે ખુલાસો મળેલ છે 'તમે નકારમાં પ્રશ્ન પૂછો છો તેથી આ ગેરસમજણ થઈ કારણકે તેણે તમને નકારનો 'હા'માં જવાબ આપ્યો જે એમ સૂચવે છે કે (તમે પૂછોછો) તે તેમજ છે એટલે કે કોટ ધોયો નથી. જો નકારમાં પ્રશ્ન ન પૂછાયો હોત તો આ ગેરસમજણ થવાનો સંભવ હતો નહિ. અનુવાદક.)

સૂચના પહેલીઃ–પુરુષવાચક સર્વનામના પણ ટૂંકાં રૂપો છે જે 'ન્ડી,' 'સી,' અને 'ના'ની સાથે તેવીજ રીતે જોડાય છે.

–મી, હું, મને.
–વે, તું (તમે), તને (તમને).
–ચે, તે (તેણી), તેને (તેણીને).
–ક્રી, અમે; અમને.
–ચી, તમે; તમને.
–ઓ, તેઓ; તેઓને, તેમને.

સૂચનાઃ–બીજી. આ ત્રીજા પુરુષના પુરુષવાચક સર્વનામના ટૂકા રૂપોએ વા, વર્ગના દર્શકના ટૂંકાં રૂપોની જગ્યા લીધી છે; ઉપરનો કોઠો જુઓ.

સૂચનાઃ–ત્રીજી. પા, વર્ગના દર્શકના ટૂંકાં રૂપો (જેને ત્રણ અક્ષરો છે, જુઓ પાનું. ૧૯૯) આપણા જૂના મિત્રો, 'પો', 'કો', અને 'મો' છે જે ક્રિયાપદ હોવું; થવું ની સાથે પ્રત્યય તરીકે વાપરવાને આપણે શીખ્યા છીએ.

સૂચનાઃ ચોથી. અગાઉના અનુસંધાન બારાના આ દર્શકના ટૂકાં રૂપો હાલની બધી સસ્કૃતિ પામેલી ભાષાઓમાં 'સંબધી' તરીકે ઓળખાય છે. (વાકયમાં જે પૂર્વગામી શબ્દને ઉદ્દેશે છે (ઓળખ આપે છે)' તેનો 'સબધી' કહેવાય છે.) પરંતુ આ સંયોજક ભાષા છે અને તેથી તેઓ અલગ સંબધી સર્વનામો બનવાને બદલે સંબધી પ્રત્યયો બન્યા છે.

રૂમમાં સંબધી પ્રત્યયોનો સટ અને દર્શકના ટૂકાં રૂપોનો સટ એક છે, અને માલુમ પડશે કે વા, વર્ગમાં સબધી પ્રત્યયો ત્રીજા પુરુષ પુરુષવાચક સર્વનામમાથી

ઉદ્‌ભવે છે અને દર્શકમાંથી નહિ. પરંતુ ૧૮૮૦ સાલ સુધી જૂના રૂપો સામાન્ય ઉપયોગમાં હતા.

**વપરાશમાં (ઉપયોગમાં)** આ બન્ને જુદાજ સટ છે અને તેથી તે પ્રમાણે ઓળખવા જોઇએ. જો આપણુને આ બાબતનો બરાબર ઘૂંટડો ઉતર્યો હોય તો હવે આપણે બીજા પ્રકરણ તરફ જઇ શકીએ છીએ.

## ની સાથે હોવું અગર કબજામાં હોવું

ક્રિયાપદ 'કબજામાં હોવું' ના **વર્તમાન** કાળના રૂપ, 'ના' મૂળમાંથી બને છે જેનો અર્થ (મંડળી), સંગ; સમાગમ; સંસર્ગ, છે.

| | હકાર | | નકાર | |
|---|---|---|---|---|
| | એ. વ | બ. વ. | એ. વ. | બ. વ. |
| વા, વર્ગ (૧) | નીના | ડુના | સીના | હાડુના |
| (૨) | ઉના | મ્ના | હુના | હામ્ના |
| (૩) | આના | વાના | હાના | હાવાના |
| મી, વર્ગ | ઉના | ઇના | હાઉના | હાઇના |
| કી, વર્ગ | કીના | વીના | હાકીના | હાવીના |
| ન, વર્ગ | ઇના | ઝીના | હાઇના | હાઝીના |
| મા, વર્ગ | લીના | યાના | હાલીના | હાયાના |
| ઉ, વર્ગ | ઉના | ઝીના | હાઉના | હાઝીના |
| પા, વર્ગ (અ) | પાના | | હાપાના | |
| (ક) | કુના | | હાકુના | |
| (બ) | મ્ના | | હામ્ના | |
| કુ, વર્ગ | કુના | | હાકુના | |

**બીજા બધા કાળો.—**

ક્રિયાપદ 'હોવું' ના બીજા કાળો વાપરીને બીજા કાળોના રૂપો બનાવાય છે અને તેના પછી 'ના' અક્ષર વાપરવો જે હંમેશા જૂદો લખાય છે અને છેડે પ્રત્યય તરીકે લખાતો નથી. જેમકેઃ—

| | |
|---|---|
| નીમેકુવા ના, મારી પાસે હતું. | નીક્ષીયે ના, હું જેની પાસે છે. |
| નીલીકુવા ના, મારી પાસે હતું. | નીકાવા ના, અને મારી પાસેહતું. |
| નીટાકુવા ના, મારી પાસે હશે. | નીકીવા ના, જો મારી પાસે હોયતો. |
| વગેરે, વગેરે, જૂઓ પાનું ૨૦૨. | વગેરે, વગેરે જૂઓ પાનું૨૦૨. |

શીખનારે આ બધા રૂપો પોતાની મેળે લખવા જોઇએ. પાના ૨૦૨ ઉપર આપેલી ટીપ લેવાની અને પછી દરેકને **'ના'** લગાડવો. તેને **'સીવી ના'** લખવાની જરૂર નહિ રહે કારણકે તેની પાસે તેના ઉપયોગ માટે ઉપર **'સીના'** આવી ગયેલ છે, અને **'નીવાયે ના'** નો અર્થ હું ( કે ) જે મેળવું છે, તે **'નીપાટાયે'** છે. પરંતુ બાકીના બધા તેને ખપશે.

**કર્મ પ્રત્યય.**—(પાસે હોવું) કબજામાં હોવું ક્રિયાપદને કર્મ જોઇએ જ. જ્યારે ક્રિયાપદનું કર્મ મુકરર હોય છે ત્યારે દરેક ક્રિયાપદમાં તેનો યોગ્ય પ્રત્યય મૂકીને તે જણાવવામાં આવે છે. અહીંયાં તેમ થઈ શકતું નથી; તેથી દર્શકના ટૂંકાં રૂપને 'ના' સાથે જોડવામાં આવે છે; પછી તે 'ના', વર્તમાનકાળના જેમ મૂળ હોય અગર બીજા કાળોની માફક જૂદો અક્ષર હોય. ઉપરાંતમાં કર્મ જો ખાસ મુકરર તરીકે આપણે ન ગણતાં હોઇએ તો પણ

ઘણીવાર આમ કરવામાં આવે છે; તે રચના સુંદર જણાય છે.

| | |
|---|---|
| ઉના કીસુ? | તમારી પાસે છરી છે? |
| નીનાચો, | મારી પાસે એક છે. |
| કાલાસુ ઉનાયો, સીન્ચો ? | કલમ વિપે, તમારી પાસે એકેય છે, નથી? |
| મુન્ગુ આનાઝો રેહેમા ન્ચીન્ગી, | પરમેશ્વર બહુ દયાળુ છે. |
| આના ન્જા-, | તે ભૂખ્યો છે. |
| આના કીઉ, | તે તરસ્યો છે. |
| મીકુવા ના કીસુ, કામાનીન્ગા-લીકુવા નાચો, નીન્ગાલી-મ્વુઆ, | મારી પાસે છરી નહતી; જો મારી પાસે એક હોત તો મેં તેને મારી નાખ્યો હોત. |
| કીલા આસીયે નાચો કીટાબુ હીકી આટાપાટા લેઓ, | દરેક જણ જેની પાસે આ પુસ્તકની નકલ નથી, તેને એક આજે મળશે. |

ક્યારેક સંબંધી પ્રત્યય કર્મ પ્રત્યયના જેવોજ મળતો આવે છે ત્યારે એવું જણાય છે કે સંબધી પ્રત્યય જાણે બે વાર વપરાયો હોય; પરંતુ ખબરદાર! અહીંયાં આપણે વપરાશથી તે તફાવત ઓળખવાને તૈયાર રહેવું જોઇએ. એક વખતનો ઉપયોગ સંબધી પ્રત્યય તરીકે છે, બીજો જેવી રીતે કર્મ પ્રત્યય લગાડાય છે તેવી રીતે દર્શકનુ ટૂંકું રૂપ જે કર્મ બતાવે છે તે છે.

હીઝો ન્ડીઝો ફેધા આલીઝોકુવા નાઝો,
(જેવી રીતે મેં કહ્યું હતું તેમ) તેની પાસે જે પૈસા હતા (તે) આ હતા,

ટવા– ડીટુ ચે ચારે નીસીચે નાચે,
મારી પાસેની કોઇબી ચીજ જે તમોને ગમે તે લો.

આકાએન્ડેલેઆ ના વાપાગાઝી આસીઓકુવા નાએ
અને તેણે પોતાની પાસે જે મજૂરો હતા તેનાથી ચલાવ્યું.

નડીવ્યો ઇલીવ્યો કુવા (વ્યો રીતનું), તેવીજ રીતે જે પ્રમાણે હતું.

નડીવ્યો વીટાણુ આટાકાવ્યોકુવા નાવ્યો, આ પુસ્તકો જે તેની પાસે હશે.

'ની સાથે હોવું' ક્રિયાપદનો અર્થ જાણે કે ની પાસે હોવું' એટલે કે 'ના કબજામાં હોવું' તેવો કરીને આપણે 'ના' મૂળ જેનો અર્થ ફકત (મંડળી) સંગ; સંસર્ગ છે તેના ઉપર 'ના કબજામાં હોવું' એવી પાશ્ચાત્ય ભાવના લાદવાના ભયમાં છીએ અને આપણી સંસ્કૃતિના સમાગમથી અહીંના લોકો ઉપર આ મુખ્ય ભય પડી રહેલ છે. સસ્કૃતિના (સભ્યતાના) સમાગમથી, બલ્કે એમ કહોને કે પાપવાસનાની તે હોનારતથી કે જેને આપણે ખાનગી મિલ્કત એવા પવિત્ર શબ્દોથી નવાજીએ છીએ, અહીંનો દરેક જણ બધી જગ્યાએ અતિ લોભી, (મૂડી) મેળવવાની લાલસાવાળો અને લાલચુ (સ્વાર્થી) બનતો જાય છે, પરંતુ તેની પોતાની જન્મભૂમિનાળા ઘરબારમાં (વાતાવરણમાં) તે સીધી સાદી વ્યકિત છે અને નિઃસંશય બહુજ સુખી અને સંતોષી છે કે જેણે ભાગ્યેજ કરકસર (એટલે કે પો

પાસેનું પોતા હસ્તક રાખવાની ભાવના) જાણી છે કે સાંભળી છે પણ પોતાની પાસેનું સઘળું પોતાના જાતભાઇઓ, જે તેના સમાગમમા આવે તેના ભેગા સાથે ઉપભોગ કરવાને હરહંમેશ તૈયાર હોય છે; તેવીજ રીતે પોતાની જરૂરીઆત માટે પણ પોતે પોતાના જે જાતભાઇના સમાગમમાં આવે તેઓની ચીજોનો અગર તેઓની ઉદારતાનો તેવી જ રીતે અને તેટલાજ પ્રમાણમાં લાભ લેવા કે ઉપભોગ કરવા તત્પર રહે છે. તેની પોતાની જમીન (શામ્ગો) પણ તે પોતાની ગણતો નથી અને અનાજ ઉગાડવા માટે જે જહેમતની જરૂર છે તે જહેમત પુરતી તે પોતાની ગણે છે અને તેથી આપણી દ્રષ્ટિમાં રમી રહેલ માલિકીપણાની ભાવનાથી દૂર હોય છે. જ્યાંસુધી 'પરદેશી રાજનીતિજ્ઞ માણસોની રાક્ષસી (ગંજાવર) બેનકુફીથી થયેલા જમીન સંબંધી કાયદાઓએ— કે જે તદ્દન જૂદાજ સંજોગો અને પરીસ્થિતિ માટેના હતા, તે કાયદાઓએ તેમને જકડ્યા ન હોતા ત્યાં સુધી તેઓનો એવો ખ્યાલ કદીપણ હતો નહિ; અને ત્યાસુધી આ મારી માલીકીનું છે તેવા દાવાથી (માંગણીથી; ભાવનાથી) દૂર હતા.

નોટઃ- મારૂં તારૂં તેઓના મતમાં હતું નહિ. તેની ચીજ તેના જાતભાઇના માટે સાર્વજનિક હતી તેવીજ રીતે તેના જાતભાઇની ચીજ પોતાના ઉપયોગ માટે તે ગણતો. નિઃસ્વાર્થવૃત્તિ કે ત્યાગની ભાવના, જે કહો તે, પરંતુ બહુજ ઉમદા રીત હતી.

આંહીંની એક જાત જે કોમોરીઅન અગર મ્ગાઝીજા

તરીકે ઓળખાય છે તેમાં એક બહુજ વખાણવા જેવી રીત છે.

આપણે ફક્ત લગ્ન અગર સારા પ્રસંગોમાંજ વધાવું કરીએ છીએ. જ્યારે આ લોકોમાં સારા પ્રસંગ ઉપરાંત મરણ જેવા પ્રસંગમાં પણ પૈસા આપવાની રીત છે જે બહુજ સારી છે અને તેથી કરીને મરનારની ઉત્તરક્રિયા કરવામાં બહુજ ઉપયોગી મદદ થઇ પડે છે. આ રીતથી મરનારના વારસદારને તે ઉત્તરક્રિયા કરવા માટે કરજ કરવું પડતું નથી.

આ બાબતને વ્યાકરણ સાથે કાંઈ નિસબત હોવાનું જણાશે નહિ, પરંતુ જો રાજનીતિજ્ઞ માણસોએ જરા તરા વધારે વ્યાકરણ જાણ્યું હોત તો આવી જાતની ઘણી ભૂલો ન કરી હોત; (અગર ભૂલ કરતાં અટકયા હોત;) વ્યાકરણ ભાષાનું વિજ્ઞાન છે, અને ભાષા મનુષ્યના વિચારો (ભાવના; માનસ) પ્રદર્શિત (વ્યકત) કરે છે.

આપણે માલીકી અગર કબજાની ભાવના જેવી કેળવી છે તેવી ભાવના તેઓમાં (આંહીંના લોકોમાં) હતી નહિ અને તેઓના જેવી ભાવના જ્યાંસુધી આપણે ગળે ઉતરશે નહિ ત્યાંસુધી નીચેના બ્યાનવાળા વાકયો આપણે સમજશું નહિ.

કુન્નુઓ ઝીના સાલેહે, સાલે પાસે ચાવી છે.
ઉદ્દુકુ ઉના મુન્ગુ, પરમેશ્વરનેજ મહિમા છે.
અને તેઓ બહુજ સાધારણ છે.

## સ્થળ કર્તા તરીકે

અહીંયાંના લોકોનો બીજો માનસિક ખ્યાલ, અત્યારે સર્વ સજીવ તત્ત્વવાદ પ્રમાણે વ્યાકરણની રચનાઓ બનાવે

છે જે શરૂઆત કરનારને (સમજવાને) બહુ મુશ્કેલ છે. સ્થળને વાકયમાં કર્તા બનાવી શકાય છે અને વ્યાકરણની રચના તેને બંધ બેસતી રીતે કરે છે. ગુજરાતી ભાષામાં આપણે થોડેક અંશે કોક વખતે તેમ કરી શકીએ છીએ. આપણે ગુર્જરાતી ભાષામાં આમ કહીએ છીએ કે, આ જગ્યા સારો પાક પેદા કરે છે, ત્યારે આપણો કહેવાનો ભાવાર્થ એ હોય છે કે જમીનની ફળદ્રુપતા આ જગ્યામાં આમ કાર્ય કરે છે. પરંતુ આંહીંના લોકો આવી રચાનાનો બહુજ સારી રીતે ઉપયોગ કરે છે. જો કે સ્વાહીલી ભાષા કરતાં આંહીંની બીજી બાન્ટુ ભાષાઓમાં વધારે સારો ઉપયોગ છે; અહીયાં તો ફકત બહુજ સામાન્ય બાબતો જેનો ભેટો હંમેશાં આપણને થાય છે તેવીજ બાબતોનો ખ્યાલ કરવામાં આવશે.

ગુજરાતીમાં આપણે કહીએ છીએ, માણસ અહીંયાં છે. પરંતુ સ્વાહીલીમાં, આવી રચનામાં ‘ની પાસે હોવું’ ક્રિયાપદનો ઉપયોગ કરે છે. જગ્યા પાસે (એટલે જગ્યાના કબજામાં) અહીંયાં માણસ છે. અહીંયાં જગ્યાના પ્રત્યયો અને શબ્દો, મુકરર જગ્યા, અચોક્કસ જગ્યા, અગર જગ્યાની અંદર, એ પ્રમાણે બોલનારથી દર્શાવાતા અર્થ પ્રમાણે અનુકુળ, ‘પા,’ ‘કુ,’ અગર ‘મુ’ હોય છે. આ ત્રણમાંથી ‘કુ’ બહુજ ઉપયોગમાં લેવાય છે.

પાલીકુવા ના મ્ટુ, માણસ ત્યાં હતો. (મુકરર જગ્યાના કબજામાં માણસ હતો).

કુલીકુવા ના મ્ટુ, માણસ ત્યાં હતો. (કયાંક, કોઈક વખતે).

| | |
|---|---|
| મ્લીકુવા ના મ્ટુ, | માણસ ત્યાં હતો. (અંદર ક્યાંક, કદાચ ઘરમા). |
| પાના વાટુ હાપા, | માણસો અહીંયાં છે. |
| હાપાના નાફાસી, | વખત નથી. |
| કુના મ્ટુ, | કોઈક છે. |
| હાકુના મ્ટુ, | કોઈ નથી. |
| મ્ના કીટુ ન્ડાની, | અંદર કંઇક છે. |
| હામ્ના હાટા કીટુ, | અંદર બીલકુલ કંઈપણ નથી. |

'હાપાના,' નથી, તે શબ્દ કોઇપણ (વસ્તુ) નિવેદન નકારવામાં અગર અરજ નકારવામાં કે પૂછેલા પ્રશ્નોના ઉત્તરમાં ના કહેવામાં બહુજ વપરાય છે.

આ બધું સમજવામાં અને વાપરવામાં સહેલું છે, પરંતુ જ્યારે 'જગ્યામાં હોવું' ક્રિયાપદના રૂપો સાથે જગ્યાને કર્તા બનાવીને રચના કરવી પડે છે ત્યારે વધારે મુશ્કેલ થાય છે.

કુલીકુવાકો હુકો વાટુ વાટાટુ, ત્યાં ત્રણ માણસો હતા,
(= વાટુ વાટાટુ વાલીકુવાકો હુકો).
મ્લીકુવામો માયાઇ માવીલી, અંદર બે ઇંડાં હતાં
(= માયાઈ માવીલી યાલીકુવામો).

જો આપણે બહુજ ચોકકસાઇથી (બારીકાઇથી) તરજુમો કરવા જઈશુ અગર ચોકકસાઇવાળા તર્કથી તરજુમો કરવા જઇશું તો અહીંયાં આપણે તરતજ ગૂંચવાડામા પડી જઈશું. વધારામાં કર્તા પ્રત્યય અને દર્શકના ટૂંકાં રૂપો એકજ સટના હોવા જોઇએ એવું નથી અને પાલીકુવાકો

અગર **કુલીકુવામો** જેવી રચના અસાધારણ (અસામાન્ય) નથી.

'પા' વર્ગને યોગ્ય, ક્રિયાપદ હોવું ના ત્રણ વર્તમાન સંબંધીનો અર્થ 'જ્યાં છે' તેવી રીતે કરવાથી તરજુમો સારો થશે.

**પાલીપો    કુલીકો    મ્લીમો**

તેવીજ રીતે, ક્રિયાપદ ની પાસે હોવું ના ત્રણ રૂપો છે.

**પાનાપો    કુનાકો    મ્નામો**

આ ત્રણેનો અર્થ ઉપરના જેવોજ છે પરંતુ ઘણીવાર વાકયની રચનાના સંબંધ પ્રમાણે તરફ, પાસે, થી, માં, અંદર, બહારથી, વગેરે લગાડવાથી તરજુમો થાય છે.

ના કુઇઓન્ગોઝા મીગૂ- યેટુ મ્નામો ન્જીઆ યા આમાની, અને આપણા પગો શાંતિના રસ્તાની અંદર દોરવાને.

(સમજવાને સાધારણ મુશ્કેલ, પરંતુ ખરી રીતે તરજુમાનો સુંદર અંશ-નમુનો).

## મનોયત્ન ૪૮

સ્વાહીલીમાં તરજુમો કરો :-

૧. મારી પાસે ચોપડી છે. ૨. તેની પાસે ચોપડી નથી. ૩. છોકરો કયો છે કે જેની પાસે ચોપડી નથી? ૪. ચોપડી જે તેની પાસે હતી તે કયાં છે? ૫. જો મારી પાસે છરી હતે તો મેં દોરડું કાપ્યું હતે. ૬. અગાઉ મારી પાસે કાંઇ ન હતું; હું ગરીબ હતો, મારી પાસે (મારે) શહેરમાં

ઘર ન હતું; હવે મારી પાસે આ ત્રણ છે; વળી મારી પાસે બીજી ઘણી ચીજો છે. ૭. જ્યારે મારો બાપ મારી સાથે રહેવાને આવશે ત્યારે અમોને બહુજ આનંદ હશે. ૮. જંગબારમાં એક માણુસ હતો જેને એકપણ દાંત હતા નહિ. ૯. ઓરડાની અંદર માણુસ છે. ૧૦. જ્યારે મેં પેટી ખોલી ત્યારે તેની અંદર સુલતાન તરફથી ભેટ હતી. ૧૧. તે મને મારી નાખવાને ઇચ્છતો હતો પરંતુ મેં મારી પાસે જે છરી હતી તેનાથી તેને બે વાર મારી, અને તે દોડી ગયો. ૧૨. ચોર લોકો દરેક ચીજ જે અમારી પાસે હતી તે લઇ ગયા. ૧૩. ત્યાં ઘરની અંદર ઘણાં સુંદર ગલીચા હતા જે અગાઉ વજીરની પાસે વજીરના ઘરમાં હતા ૧૪. આ શબ્દો (ઉપરના) અમને, ખુલાસો જે અમે મેળવ્યો છે, તે યાદ કરવાને મદદ કરશે.

## સામાસિક કાળો.

સ્વાહીલીમાં ક્રિયાપદ 'હોવું' સામાસિક કાળો બનાવવા વપરાય છે; ક્રિયાપદ 'ની પાસે હોવું' સહાયક ક્રિયાપદ તરીકે વપરાતુ નથી. ગુજરાતીના વર્તમાન કૃદંત અને ભૂત કૃદંત સ્વાહીલીમાં 'કી' અને 'મે' કાળથી દર્શાવાય છે.

નાલીકુવા નીકીટોકા, હું બહાર જતો હતો.
નાલીકુવા નીમેટોકા, હું બહાર ગયેલો હતો.

બહુજ ઉપયોગના સામાસિક કાળો, ચાલુ ભૂત, ચાલુ ભવિષ્ય અને પૂર્ણ ભૂતકાળ છે.

નાલીકુવા નીકીએન્ડા, હું જતો હતો.
નીટાકુવા નીકીએન્ડા, હું રસ્તામાં હોઇશ. (૨૨૪)

નાલીકુવા નીમેક્વેન્ડા, હું ગયેલો હતો.
સીકુવા નીકીજા, હું આવવાનો ન હતો.

ક્રિયાપદ 'ક્વીશા,' પૂર્ણ વર્તમાનકાળ, પૂર્ણ ભૂતકાળ ભારપૂર્વક જણાવવા માટે વપરાય છે.

આમેક્વીશા કુજા, તે આવી ગયેલો છે (તેણે આવવાનું પૂરૂં કર્યું છે.)

## મનોયત્ન ૪૯

સ્વાહીલીમાં તરજુમો કરોઃ—

૧. હું શહેરમાં જતો ન હતો, પરંતુ હવે પાછો જઇશ. ૨. તે પત્ર લખતો હતો. ૩. મેં તેને જોયો નહિ, તે પસાર થઇ ગએલો હતો. ૪. ચોરે પૈસા ચોર્યા હતા. ૫. તમે શું પુસ્તક વાંચેલું હતું? ૬. મેં તે વાંચેલું ન હતું. ૭. હું તેને જોતો હતો. ૮. મચ્છીમારો સમુદ્ર ઉપર હતા, રાતમાં તેઓને થોડીક માછલીઓ જડી હતી. ૯. છોકરાઓ પોતાનો શામ્બો ખેડતા હતા. ૧૦. તેણે દરવાજો બંધ કર્યો હતો. ૧૧. મેં મારી આંગળી કાપી હતી. ૧૨. હું આવતી કાલે આ તાડના વૃક્ષો કાપવાનો. (ચાલુ ભવિ.) ૧૩. તેઓ મારા શામ્બામાં નારિયેળો ચોરતા હતા. ૧૪. બાળકો ચોર લોકોના બધા ખબર મને કહેતા હતા. ૧૫. રખેવાળ (ઓવરસીઅર) જાતો હતો, પરંતુ મજૂરો (તે પહેલાં) ચાલી ગએલા હતા. ૧૬. હું ઘરમાંથી બહાર જવાનો. (ચાલુ ભવિ.) ૧૭. તે દરવાજામાં દાખલ થતો હતો. ૧૮. મેં તમને જોયા, તમે મારા બાળકના કાન તાણતા હતા

## ગુણવાચક ક્રિયાપદો

વિશેષણનો મોટો ભાગ સ્વાહીલીમાં ક્રિયાપદથી થાય છે, જે કબજો અગર ગુણની પ્રાપ્તિ દર્શાવે છે. છેલ્લા (કિસ્સા)માં 'મે' કાળ ગુણનો વર્તમાન કબજો બતાવે છે, અને તેથી 'છે' જેવા ક્રિયાપદનો અર્થ સારે છે અને તે પછી (પરિમાણવાચક કે પ્રકારવાચક) વિશેષણ આવે છે. ભૂતકાળ સંબંધી, વિશેષણ બનાવે છે અને નકાર સંબંધી, અભાવસૂચક વિશેષણને મળતું બનાવે છે.

| | |
|---|---|
| મ્ટુન્ગી ઉનાજા–, | પાણીની માટલી ભરાતી જાય છે. |
| મ્ટુન્ગી ઉમેજા–, | પાણીની માટલી ભરાયેલ છે. |
| મ્ટુન્ગી ઉલીઓજા–, | આખી (ભરાયેલ) પાણીની માટલી. (પાણીથી આખી ભરાયેલ માટલી). |
| મ્ટુન્ગી ઉસીઓજા–, | અપૂર્ણ પાણીની માટલી (અધૂરી ભરાયેલ પાણીની માટલી). |
| કીટુ કીલીચોપોટેઆ, | ખોવાએલ ચીજ. |
| કીટુ કીસીચોપોટેઆ, | ન ખોવાએલ ચીજ (ચીજ કે જે ખોવાએલ નથી.) |

ઘણાં ક્રિયાપદો જેને છેડે 'ફા' આવે છે (સ્ટેટીવ મં. ક્રિ. અર્થવાળા) આ જાતના છે.

ક્રિયાપદો જે ગુણનો કબજો બતાવે છે (ભાવકર્તૃક).

| | | | |
|---|---|---|---|
| ફુરાહી, | આનંદિત. | ફા–, | ઉપયોગનું; કામનું. |
| ટુમાઇની, | આશાવાળું. | ધ્રુમીલીઆ, | ખામોશવાળું; શાંત. |
| ચેન્ડેઝા, | આનંદદાયક. | | |

| | | | |
|---|---|---|---|
| ફાધાઈકી, | ગૂંચવાડાવાળું. | એલેઆ, | બુદ્ધિગમ્ય; |
| ઓનેકાના, | દ્રશ્યમાન, દ્રષ્ટિગોચર. | | સમજાય તેવું; સ્પષ્ટ. |
| સીકીટીકા, | દિલગીરી ભરેલું. | પાટીકાના, | મેળવી શકાય એવું; પ્રાપ્ય. |
| હેમેઆ, | ત્રાસદાયક, ઉપદ્રવકારક. | સીકીકા, | સાંભળી શકાય તેવું. |
| ન્ગા–, | પ્રકાશતુ. | | |
| ન્ગા–, | પ્રકાશવાળું. | એલેકેઆ, | સામે હોવું. (હોવાવાળું). |
| ટોશા, | પૂર્ણ. | | |
| ઉગુઆ, | બિમારીવાળું. | વેઝેકાના, | શકય. |

આ ક્રિયાપદનો ઉપયોગ તદ્દન સરળ છે.

સૂચના :– 'નાટુમાઇની'નો ખરો અર્થ મને ઉમેદ છે, થાય છે. પરંતુ લાભદાયક ઉમેદમાં (આશામાં) ઘણીવાર તેનો તરજુમો 'મને આશા છે', 'હું ધારૂં છુ' કરવાથી વધારે સારૂં થશે. તેથી ઉલટું હોય તો મને શક છે', 'મને બીક છે' વગેરેથી કરવો.

| | |
|---|---|
| નાટુમાઈની ઉટાફીકા સાલામા, | હું આશા રાખું છું કે તમે સહીસલામત પહોંચશો. |
| નાટુમાઇની આમેકુફા મામા, | મને શક છે કે અત્યારે (અત્યાર સુધીમાં) તે મરી ગયો હાવો જોઇએ. |

આ શબ્દના અર્થને બહુજ આશાજનક–અટકળ સાથે સંબંધ છે, તેવીજ રીતે ઉલટા પરિણામની અર્થવાળી

૨.   ક્રિયાપદો જે ગુણની પ્રાપ્તિ દર્શાવે છે.

આકુકા, અવ્યવસ્થિત; અસ્વસ્થ.
કાઝાના, અકકડ–મજબુત-થવું.
પોકુકા, આંધળુ થવું.
ફ્રારીજીકા, આશ્વાસન અપાએલું.
સીટાવી, આબાદ થએલું.
કાટા ટમા–, ઉદાસ (થયેલુ),
કુન્ગુકા, ઉઘાડેલું (ઉઘડી ગએલું).
ફ્રાનીકીવા, ઉત્કર્ષ થએલ; આબાદીવાળું.
સુમ્બુકા, ઉપાધીવાળું (થવું).
ચુબુકા, ઉજરડો થવો.
પુન્ગુકા, ઓછું કરવું.
પારૂઆ, ખડબચડું થવું; વિષમ થવું.
પોટેઆ, ઓવાઇ ગયેલું (જવું).
ટાટાના, ગૂંચવાડામાં નાંખવું, (ગૂંચ- [illegible]

વીરીન્ગા, ગોળાકાર થવું.
નોના, જડું (થયેલું) જનાવરનું.
નેનેપા, ,, માણસનું.
લેગેઆ, ઢીલું કરવું.
શીબા, તૃપ્ત થવું.
ચોકા, થાકી જવું.
ચોકા, થાકીને ટૈં થવું.
ઉન્ગુઆ, દાઝી જવુ.
ટેન્ગેનેઆ, દુરસ્ત (સમાર) કરેલું.
કોન્ડા, દૂબળું (થવું).
પેવુકા, પરિપકવ (થએલ).
લેવા, પીધેલ, ઉન્મત્ત.
ટાહુકા, ફાટેલું, તુટેલું.
ચાકા–, ફાટી ગએલું, ઘસાઇ ગએલું.
પાસુકા, ફાટીને તડ પડેલું.
હારીબીકા, બગડી,
[illegible]

| | |
|---|---|
| જા–, | ભરાવું (પૂર્ણ રીતે). |
| વુન્જીકા, | ભાંગી જવું (ગયું). |
| લોવા, | ભીનું થવું. |
| ઓનેકાના, | મળેલું; ગોતેલું. |
| લાઝીમુ, | ઋણુ (વાજી). |
| ઝીડી, | વધારે (થએલું). |
| પોટોકા, | વાંકુ ચૂંકુ, વાંકુ વાળેલું. |
| ટીમીઆ, | સમાપ્ત (ખલાસ). |
| એરેવુકા, | સમજદાર (થએલ). |
| ઓઝા, | સડી જવું. |
| કામીલીકા, | સંપૂર્ણ કરાએલુ |
| લ.ઇનીકા, | સપાટ થવું. |
| પોના, | સારૂં થવું (બન |
| ફુસુકા, | સીવેલું ખોલી નાખવું. |
| ન્યોકા, | સીધું બનવું. |
| કાઉકા, | સુકાઇ ગયેલું. |
| કોન્ડા, | (શરીરમાં) સુકાઇ જવું. |
| ટુલીઆ, | શાંત થવુ. |
| ન્યામા–, | શાંત બનવું (થવું) ચુપચુપ રહેવું. |

ગુણનો કબજો દર્શાવવાને આ બધા ક્રિયાપદો સાથે 'મે' નો ઉપયોગ કરવો પડશે.

નીમેચોકા, હું થાકી ગયો છું.

આમેશીબા, તે ધરાઇ ગયો છે (તે આવી રહ્યો છે.)

આન્ગાલીઆ, મ્સ્ટારી હૂ– ઉમેપોટોકા; બાસી, સાસા ઉમેન્યોકા, ખબરદાર (ધ્યાન રાખ), આ લીટી વાંકીચૂંકી છે; ઠીક, હવે તે સીધી છે.

મ્બોના શાટી યાન્ગુ ઈમેપાસુકા કાટીકા કુકુઆ ? પોતાંશા માટે મારૂં ખમીસ 'ફાટી ગયું' છે?

આલીઉગુઆ સીકુ ન્યીન્ગી, લાકીની સાસા આમેપોના ટેના, તે ઘણો વખત બિમાર હતો, પરંતુ હવે ફરીથી સારો છે.

## મનોયત્ન ૫૦

ક્રીડાગો ક્રીડાગો, થોડું થોડું; થોડા પ્રમાણમાં.

સ્વાહીલીમાં તરજુમો કરો :-

૧. માણસનો અવાજ સાંભળી શકાય (તેવો) છે. ૨. બાળકો આંધળા થયા. ૩. ભાંગેલી પાણીની માટલીઓ. ૪. ચંદ્ર ઘણો પ્રકાશિત છે. ૫. બાળકનો પગ ઉજરડાઇ ગયો છે. ૬. તમારા શબ્દો બુદ્ધિગમ્ય (સમજી શકાય એવા) છે. ૭. દોરડું વાંકુચૂંકુ છે. ૮. બાળક બરાબર (સારો) છે. ૯. ઓરડો અવ્યવસ્થિત છે. ૧૦. રસ્તો સુકાઈ ગએલ છે. ૧૧. ખોરાક પૂરતો છે. ૧૨. અમારૂં કામ આબાદ (થતું) (જાય છે) થાય છે. ૧૩. દોરો ગૂંચવાઈ ગયો છે. ૧૪. માજલીવા કામથી થાકી ગયો છે (થાકીને ટૈ ઘયો છે.) ૧૫. મોતી મને ઉપયોગનું છે. ૧૬. હું જરાયે દિલગીર નથી. ૧૭. દુનિયા ગોળ છે. ૧૮. ખડબચડો રસ્તો. ૧૯. હિસાબ સંપૂર્ણ (બરાબર) છે. ૨૦. વહાણ અમારા ઘરની સામે છે. ૨૧. દરવાજો ખુલ્લો છે. ૨૨. મારી ભૂખ વધી છે. ૨૩. મારી તરસ ઘટી છે. ૨૪. ભાર મજૂરને (સંતાપવાળો) ત્રાસદાયક નીવડયો છે. ૨૫. કેળાં પાકી ગએલા છે (હવે). ૨૬. આ વાંસ (બ. વ.) ઘર બાંધવાને કામમાં આવશે. ૨૭. મારી કોથળી વગર સીવ્યા જેવી થઇ ગઇ છે. ૨૮. આજે મજૂરો બહુજ થાકી ગયા છે. ૨૯. રખેવાળ (ઓવરસીઅર) ગઇ કાલે સ્વસ્થ (ગંભીર) હતો, આપણને આશા રાખવા દો કે આવતી કાલે પણ કદાચ તે

રહેશે. ૩૦. તેણે તેનું કામ થોડું થોડું શરૂ કર્યું, હવે તે આબાદ છે. (થયો છે). ૩૧. જંગલમાં વૃક્ષો સઘળાં બળી ગયાં. ૩૨. આ માંસ કોહી ગએલું છે.

## વિશેષણોની તુલના (સરખામણી)

સ્વાહીલીમાં અનુક્રમવાળા તુલનાવાળા રૂપો નથી. સૌથી શ્રેષ્ઠ સ્થિતિવાળી તુલના બતાવવી હોય ત્યારે સાદા વિશેષણથી બતાવાય છે, અને તેનો ઉપયોગ 'પૂર્ણ' અર્થમાં હોય છે.

| | |
|---|---|
| યુપી મ્વેમા ? | કયો માણસ શ્રેષ્ઠ છે ? |
| હુયુ મ્વેમા, | આ માણસ શ્રેષ્ઠ છે. |

જ્યારે ગુજરાતીમાં તમવાળી તુલના બતાવવી હોય અગર તો સર્વનામની સાથે હોય તો ઘણીવાર સ્વાહીલીમાં સંબંધી પ્રત્યય વપરાય છે.

| | |
|---|---|
| ન્જીઆ ઈલીઓ પાના, | સૌથી પહોળામાં પહોળો રસ્તો. |
| ઉપાન્ગા વાન્ગુ ઉલીઓ મ્કાલી, | મારી તિક્ષ્ણતમ છરી. |

જ્યારે 'તમ' અનુક્રમવાળી ચીજ જે નિશ્ચિત છે તે બતાવવી હોય ત્યારે તે દર્શાવવા છેલ્લે 'હાસા' ઉમેરવામાં આવે છે.

હુયુ મ્વેમા, લાકીની આલીયે મ્વેમા હાસા ની હુયુ,
આ માણસ સારો છે, પરંતુ (જે) સૌથી સારો તે આ છે.

'તર' વાળી તુલનામાં એટલે બે વસ્તુમાંથી એક બીજી કરતાં ચડિયાતી છે એમ જણાવવું હોય ત્યારે 'કુલીકો', 'જ્યાં (તે) છે' થી દર્શાવાય છે.

